શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૪ • ઓક્ટોબર-૨૦૧૨ • અંક-૧૦
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-

મહંત સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામી

સદ્‌ગુરુ વંદના મહોત્સવ

તા. ૨૫ થી ૩૧ ડિસેમ્બર-૨૦૧૨

## સદ્‌ગુરુ ગાથા વિશેષાંક

નૂતન
વર્ષાભિનંદન
વ્હાલા હરિભક્તો,
જય શ્રી સ્વામિનારાયણ સાથ નૂતન વર્ષાભિનંદન
વિક્રમના આ નવા વર્ષમાં
આપ સહુની ચેતનાનો આંતરદીપ સદા પ્રજ્વલિત રહે
મહારાજની મૂર્તિના અખંડ અનુસંધાન સાથે
હેતે કરીને માનવમેળામાં આપના હાથે એકબીજાનું
ભલું થતુ રહે, અજાણ્યાના આંસુ લૂછવાનો રૂમાલ
આપને હાથવગો રહે,
સમષ્ટિના કલ્યાણમાં જ સ્વકલ્યાણ સમાવિષ્ટ છે એ યાદ રહે,
નિત્ય સત્સંગનો અવસર પ્રાપ્ત થતો રહે
એવી અતઃકરણ પૂર્વકની શ્રીહરિના ચરણોમાં પ્રાર્થના સહ
પૂજ્ય પુરાણી સ્વામી, પૂજ્ય બાલકૃષ્ણ સ્વામી,
પૂજ્ય હરિસ્વરુપ સ્વામી વગેરે સંતમંડળના
હેત પૂર્વક જય સ્વામિનારાયણ.
- સ્વામી માધવપ્રિયદાસજી

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૪, ઓક્ટોબર - ૨૦૧૨, અંક-૧૦

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**પ્રકાશક** : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
**તંત્રી** : પાર્ષદ શ્રી શામજી ભગત
**સંપાદક** : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
**કલા સંયોજન**: હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ
**વ્યવસ્થાપન** : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી
**તસ્વીર** : જી. વિઝન
**મુદ્રક** : સૂર્યા ઓફસેટ

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

**લવાજમ અંગે પત્રવ્યવહાર**

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- darshan@sgvp.org

# શ્યામ સોણે આવે

મુને સોણામાંહી સતાવે
મારે હૈડે હૂક ભરાવે
કાનુડો કાળો કાં'વે રે, શ્યામ સોણે આવે

મારી દેયુની વાડ્યુમાં, છીંડા પાડી આવે
મારા ગોધનને ભડકાવે રે, શ્યામ સોણે આવે

મારી પાંપણના દરવાજા, પોનીથી ખખડાવે
મને રાત બધી કવરાવે રે, શ્યામ સોણે આવે

મારા મનના મટકાં ફોડી, મધરાતે માખણ ખાવે
જાગું તો ભાગી જાવે રે, શ્યામ સોણે આવે

મારા પોઢેલા પ્રાણોને, વેણુનાદ જગાવે
મારી સૂતી સીમ ગજાવે રે, શ્યામ સોણે આવે

હું આંખ મીંચીને જાગું, દામોદર ક્યારે આવે
માધવના મનને ભાવે રે, શ્યામ સોણે આવે

નોંધ :- સોણે = સ્વપ્નમાં, દેયુ = દેહ, સીમ = શરીરના રોમેરોમ

**- સ્વામી માધવપ્રિયદાસજી**

# મહંત સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામી

## સદ્‌ગુરુ સાચા રે સેવો શુદ્ધ ભાવશું રે...

આપણું સૌનું આ સદ્‌ભાગ્ય છે કે 'ગુરુકુલ દર્શન'ના માધ્યમથી આપણા સદ્‌ગુરુઓના જીવન દર્શન અને ઐશ્વર્યનો આપણને લાભ પ્રાપ્ત થયો છે.

જે સંતનો મહિમા આપણે કહીએ છીએ એ સંત કેવા હોય? તેના આદર્શ ઉદાહરણરૂપ આ 'સદ્‌ગુરુ ગાથા વિશેષાંક'માં મહંત સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામીનું સંત જીવન આપણને આ લોકમાં અક્ષરધામનો અનુભવ આપી જાય એવું હતું.

જેમની કૃપા અને પ્રેરણાથી પૂજ્યપાદ જોગી સ્વામી જેવા સંતનું દર્શન આપણે સૌ પામ્યા, જેમની દયા દૃષ્ટિથી અનેક દીન દુઃખીયા પરમ સુખીયા થયા અને તદ્દન નિખાલસ, સરળ, સહજભાવે જેમણે સત્સંગની સેવા કરીને એક ઉજ્જવળ, આદર્શ પરમહંસનું જીવન પ્રગટ કર્યું એવા શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામી (માનત સ્વામી)નું જીવન, સેવા અને કરુણાને આપણે માણીએ.

પરાત્પર પરબ્રહ્મ ભગવાન શ્રી સ્વામિનારાયણ અને એમના પ્રગટ ભક્તિપરાયણ પરમહંસો તત્કાલીન સમાજમાં સૌથી નિરાળું વ્યક્તિત્વ ધરાવનાર હતા. એક એક પરમહંસ ઈશ્વર જેવા પૂજનીય બની રહે તેવા હતા છતાં સદાય સેવકભાવ રાખી દાસભાવ રાખીને પરમાત્માની સેવા, સત્સંગ સેવા અને સમાજની સેવા કરીને જીવન ધન્ય બનાવી ગયા છે.

સદ્‌ગુરુ નિષ્કુળાનંદ સ્વામીએ ભક્તચિંતામણીના બીજા પ્રકરણમાં સંતોને વંદના કરી છે, તેમાં સંતના લક્ષણો સુચારુ રૂપે પ્રગટ કર્યા છે - 'એવા સંતને નામું હું શીશ' આવા વિશ્વ વંદનીય સંત એટલે મહંત સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામી.

મહંત સ્વામીના જીવનમાંથી સંતોના લક્ષણ તારવીએ તો સંતનું મુખ્ય લક્ષણ 'ભજન' બની જાય. ભજનના પ્રતાપથી પોતે તો તરી જાય અને બીજા અનેકને તારી દે. સંતને હંમેશા ભજનપ્રિય હોય. અખંડ શ્રીહરિનું ધ્યાન-ભજન કરતા કરતા એ સંત પણ હરિસ્વરૂપ બની જાય છે અને એવા સંતો હરિનો પ્રકાશ ફેલાવે છે. ભજનના પ્રબળ પ્રભાવથી સંતનું જીવન પારદર્શક બની જાય છે અર્થાત્ સંત જીવનમાં બાહ્ય આડંબરને કોઈ સ્થાન રહેતું નથી. એવા નિરાડંબરી, નિરાભીમાની, નિખાલસ, નિષ્કામી, નિસ્પ્રેહી, નિર્લોભી, નિઃસ્વાદી સંતવર્ય સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામી એટલે માનત સ્વામી (મહંત સ્વામી).

જે સંત ભૌતિક વિદ્યા ભણ્યા નહોતા, તો પણ બ્રહ્મવિદ્યાના ભોમિયા બની રહ્યા. વાંચતા લખતા શીખ્યા નહોતા પણ ભગવાનનાં દર્શન પોતે કરતા અને ભગવાન સાથે વાતો કરતા.

જેણે પોતાના જીવનમાં ભગવાન શ્રીહરિને પ્રગટ કરીને અનેક લોકોના જીવનમાં ભગવાનને પ્રગટ કર્યા, અનેકનાં દુઃખ, દર્દ, પીડા નાશ પમાડ્યા એવા સંતવર્ય મહંત શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામી આપણી સદ્‌ગુરુ પરંપરામાં શુક્રના તારલિયા સમાન શોભે છે.

આપણે મહંત સ્વામીના દર્શન ન કર્યાં હોય પરંતુ એમના શિષ્ય અખંડ ભગવદ્ પરાયણ પૂજ્ય જોગી સ્વામીનાં દર્શન-પૂજન અને સેવન કર્યાં છે તેથી આપણે ધન્યભાગી થયા છીએ.

### પૂર્વાશ્રમ

સૌરાષ્ટ્રની ભૂમિ સંતોની પ્રાગટ્ય ભૂમિ છે.

સમગ્ર ભારતભૂમિના મહાપુરુષો અહીં વિચરણ કરી ચૂક્યા છે. શ્રીજી મહારાજની સાથે અનેક મુક્તો પધાર્યા; તેમાં પણ આ સોરઠની ભૂમિનું આગવું પ્રદાન છે. જે ભૂમિનો પ્રત્યેક રજકણ ભગવાન સ્વામિનારાયણના ચરણારવિંદથી પ્રસાદીભૂત થયેલ છે એવી પરમ પાવન ભૂમિમાં મલાઈ ડોશી, ભક્તરાજ અરજણભાઈ તથા લાલાભાઈ જેવા મહામુક્તોએ સત્સંગનો અનોખો રંગ જગાડ્યો હતો એવા ઉપલેટા ગામમાં એક મહામુક્તનો જન્મ થયો.

સંવત્ ૧૯૨૭માં પ્રગટેલા આ મુક્ત તે બીજા કોઈ નહિં પરંતુ સંતવર્ય મહંત સ્વામી કૃષ્ણજીવનદાસજી સ્વામી. પિતાનું નામ વીરાભાઈ કપુપરા હતું. માતા-પિતાએ આ પુત્રનું નામ પાંચાભાઈ પાડ્યું.

## સંસ્કારી બાળક

બાળક પાંચાને પરમાત્માનું આકર્ષણ સહજ રહેતું. માતાના સંસ્કાર એને મોહનવરને મેળવવા જગાડતા, તો પિતાનો પ્રભાવ પાંચાને જિજ્ઞાસુ, વ્યવહારુ અને શિસ્તબદ્ધ જીવનની દિશા આપતો. પાંચાભાઈના પરિવારમાં સ્વામિનારાયણ સંપ્રદાયની રીતભાત નહોતી; તો પણ ઉપલેટામાં વિચરણ કરતા સંતોના સત્સંગથી બધાને સ્વામિનારાયણ પરંપરાના સત્સંગની સમજણ હતી.

## સંતોના યોગમાં

બાળપણથી જ સંસ્કારી અને સાત્ત્વિકવૃત્તિના પાંચાને દરરોજ મંદિરે જવાનું નિયમ હતું. ભગવાન શ્રીહરિની પ્રતિભાના દર્શન કરતા કરતા પાંચાભાઈ સ્થિર થઈ જતા. એકાગ્રતા સહજસિદ્ધ હતી અને સત્સંગીના અન્ય બાળકો સાથે ભળીને પાંચાએ દંડવત્ પ્રણામ શીખી લીધા હતા. ઉપલેટામાં અવાર નવાર પધારતા સંતો પાસે બેસીને કથાવાર્તા સાંભળવાનું પાંચાને ખૂબ જ ગમતું; તેમાં પણ જ્યારે સ્વામિનારાયણ નામની ધૂન્ય બોલાય ત્યારે તો પાંચાભાઈ આંખો બંધ કરીને તાલી વજાડીને ધૂન ગાવામાં તલ્લિન બની જતા.

સંતોના સંગમાં, કથાવાર્તા સાંભળતા, ધૂન-કીર્તન કરતા પાંચાના પૂર્વ સંસ્કાર ખીલી ઉઠ્યા અને સાથે સાથે ઉપલેટાના જ ભક્તરાજ શ્રી લાલાભાઈના સત્સંગની અસર પણ પાંચા ઉપર થવા લાગી. લાલાભાઈ પાંચાભાઈના સગા હતા અને ખૂબ સારા હરિભક્ત હતા. પાંચાના બાળ સહજ સંસ્કારી વર્તનથી લાલાભાઈ પાંચાને પોતાની પાસે બેસાડીને સત્સંગની અવનવી વાર્તાઓ કહેતા. શ્રી ઘનશ્યામ મહારાજના બાળ ચરિત્રોને રસપૂર્વક સંભળાવતા અને પાંચો પણ આ બધી વાર્તાઓ ખૂબજ ભાવપૂર્વક સાંભળતો.

## મુમુક્ષુની ઓળખ

ભક્તરાજ લાલાભાઈ પાંચાની આંખોમાં જોયા કરતા અને તેમને અનુભવ થતો કે આ બાળકની આંખોમાં કોઈ અલૌકિક ભાવ પડેલો છે. પાંચામાં રહેલી સાહજિક ધાર્મિક વૃત્તિને જગાડવા પોતે પણ સત્સંગની વિવિધ વાતો એ બાળકને સમજાય એ રીતે કરતા.

પાંચાના મનમાં સંતોની કથાવાર્તા અને લાલાબાપાની વાતોનો જબરો મેળ બેસી જતો. 'એક જ ભગવાન છે અને તે સ્વામિનારાયણ છે. મનુષ્યને આ દેહ આ ભગવાન મેળવવા માટે મળ્યો છે. સંતો અને હરિભક્તો એ જ મારા સાચા સગાં વહાલાં છે. આ દેહ અને દેહના સગાં સંબંધી તો નાશવંત છે; ભગવાન અને ભગવાનના સંતો અવિનાશી છે. મારે આ ને આ દેહે મારા આત્માનું કલ્યાણ કરી લેવું છે.' આવા સત્સંગના વિચારોમાં વિહાર કરતા પાંચાને સંસાર પ્રત્યે વૈરાગ્ય થવા લાગ્યો.

## ત્યાગ-વૈરાગ્યની તમન્ના

કિશોર વયના પાંચાના અંતરમાં વૈરાગ્યના અંકુરો ફૂટતા એનું મન ઘરમાં કે સંસારમાં ક્યાંય ચોટતું નહિં. મિત્રો રમવા બોલાવે તો પણ પાંચો રમવા ન જાય, ઘરમાં માતા પ્રેમથી જમવા બેસાડે ત્યારે પાંચાનું મન સત્સંગની વાતોમાં ભમવા લાગે. સાંસારિક પદાર્થોના અભાવમાંથી પાંચાને સંત સમાગમ અને પ્રભુદર્શન પ્રત્યે અનુરાગ થવા

લાગ્યો. સંતો પોતાના ગામમાં ક્યારે પધારશે! તે અંગે લાલાબાપાને વારંવાર પૂછે. સંતોના આગમનથી પાંચાનું દિલ હરખાય. સંતો પધારે ત્યારે દોડી દોડીને સેવા કરે. સંતો પાસે બેસીને વારંવાર કથા-કીર્તન સાંભળે અને પોતે સંતો પાસેથી કીર્તનોના રાગ-ઢાળ શીખે. ભક્તરાજ લાલાભાઈ પાંચાની આવી ચેષ્ટાઓ જોઇને તેની મુમુક્ષુતાને વધારે બળ પ્રેરે. આ રીતે પાંચાભાઈ વીસ વર્ષના યુવાન થયા.

## પરણું પુરુષોત્તમ પ્યારા

દીકરા-દીકરી યુવાન થાય એટલે માતા પિતાને તેના લગ્નની ચિંતા થાય. પાંચાભાઈના પિતા પણ પાંચા માટે યોગ્ય કન્યાની શોધ કરવા લાગ્યા. દૂર સુદૂરના પરિવારજનોમાં પાંચાની વાતો ચાલી. યુવાન પાંચાને આ વાતની જાણ થતાં એને અંતરમાં આંચકો લાગ્યો. પોતે અંતર્મુખ રહીને ભજન સ્મરણ કરતા રહેતા અને ઘરકામ કરતા તેથી સાંસારિક બાબતોમાં કે ગામ ગપાટામાં રસ લેતા નહિં. પાંચાનું મન તો સંસારથી વિમુખ રહેતું; તેમાં આ લગ્ન અને વેવિશાળની વાતો સંભળાવા લાગી એટલે પાંચાભાઈ ચેતી ગયા. આ જન્મ તો ભગવાનને જ વરવા માટે છે; જે વરને પરણીને રંડાવું પડે એવા વરને શા માટે પરણવું? ‘પરણુ તો વર પુરુષોત્તમ પરણું, નહિં તો કુંવારી મરું’ એવા નિર્ણય સાથે પાંચાભાઈએ ઘર સંસાર છોડીને સાધુ થઈ જવાનું પાકું પરિયાણ કરી લીધું.

## ગૃહત્યાગ

પાંચાના પરિયાણની કુટુંબીજનોને તો ત્યારે ખબર પડી કે જ્યારે પાંચાભાઈ એક દિવસ વહેલી સવારે ઘર છોડીને ઉપલેટાથી જૂનાગઢ સ્વામિનારાયણ મંદિરમાં પહોંચી ગયા. સદ્‌ગુરુ ધર્મસ્વરુપદાસજી સ્વામીના સાન્નિધ્યમાં પહોંચી પાંચા ભગત પાર્ષદ બની ગયા. માતા પિતાને ખૂબ જ દુઃખ થયું.

ગુણિયલ સંસ્કારી દીકરો યુવાનવયે આમ ઘર છોડી જાય એ ક્યાં મા-બાપને ગમે? પરંતુ જેને પૂર્વજન્મના પુણ્યે સંસાર ખારો ઝેર થઈ જાય તેને કોઈ રોકી શકે નહિં. પિતા વીરાભાઈ જૂનાગઢ આવ્યા અને પાંચાને સમજાવીને ઘેર લઈ ગયા. દીકરો કહ્યાગરો છે, તેથી હવે સાધુ નહિં થાય એવા વિશ્વાસમાં કુટુંબીજનો રહ્યા અને ફરી એક દિવસ પાંચા ભગત ઘરને, કુટુંબને અને સમગ્ર સંસારને કાયમના રામ રામ કરીને જૂનાગઢ પહોંચી ગયા. પિતા સાથે અન્ય સગાઓ પાંચા ભગતને ઘેર લઈ જવા જૂનાગઢ આવ્યા પરંતુ એ વખતે પાંચા ભગતે પોતાનો અડગ નિર્ધાર જાહેર કર્યો અને સગાંસંબંધીઓએ પાંચાને પાછા લઈ જવાની આશા છોડી દીધી. આ રીતે પાર્ષદ પાંચા ભાગત ૨૧ વર્ષની યુવાન વયે જૂનાગઢ સ્વામિનારાયણ મંદિરમાં પાર્ષદ બનીને ત્યાગાશ્રમમાં જોડાયા.

## પાર્ષદ પાંચા ભગત

‘ત્યાગ ન ટેક રે વૈરાગ્ય વિના’ એ સદ્‌ગુરુ નિષ્કુળાનંદ સ્વામીના પ્રસિદ્ધ કીર્તનને અંતરમાં ઉતારીને પાંચા ભગતે પોતાના દેહને ભગવાન અને સંતોની સેવામાં લગાડી દીધો. માત્ર સેવા જ નહિં પરંતુ સેવા સાથે ભજન કરવાનું તાન એટલું કે દરેક સેવાને ભજનનું મૂર્તિમાન સ્વરૂપ આપવા લાગ્યા. ઈન્દ્રિયો, અંતઃકરણમાં સેવાના પ્રતાપથી પ્રકાશનો, પ્રસન્નતાનો અને ભગવદ્ કૃપાપ્રસાદનો અનુભવ થવા લાગ્યો.

પાંચા ભગતની સેવાની ધગશ, ભજનનું તાન અને વૈરાગ્યની છટા જોઈને જૂનાગઢ મંદિરમાં સંતો ખૂબ જ રાજી થતા. સરળ સેવક સૌને ગમે, નિર્માની સેવકને બધા આવકારે એ ન્યાયે સરળ હૃદયના નિર્માની પાંચા ભગતને સેવા માટે સૌ બોલાવે. પોતાના ગણીને બધા મંદિરની વિવિધ સેવા ભગતને ચીંધે. વૈવિધ્યપૂર્ણ સેવાથી મુમુક્ષુનું કલેવર ઘડાય છે અને તેની કસોટી પણ થાય છે.

સત્સંગમાં મુમુક્ષુનો પ્રવેશ અધ્યાત્મની અદ્‌ભૂત ઘટના ગણાય છે; એક નવો જન્મ, નૂતન અવતાર પ્રગટે છે જેમાંથી સત્સંગને અનેક મહાન વિભૂતિઓ પ્રાપ્ત થઈ છે; જેને આપણે સદ્‌ગુરુ તરીકે માનીએ છીએ, પૂજીએ છીએ. પાંચા ભગતનો સત્સંગ પ્રવેશ, સેવા-ભજન સાથે ત્યાગ-વૈરાગ્યમય જીવનનું અંગ સુદૃઢ બનાવે એવો બની રહ્યો.

‘સંતને સેવે તે સંત સરખી બની રહે’ પાંચા ભગત

પણ સદ્‌ગુરુ ધર્મસ્વરૂપદાસજી સ્વામી અને સદ્‌ગુરુ પુરાણી સ્વામી શ્રી ગોપીનાથદાસજીનું સાન્નિધ્ય પામીને, તેમની આજ્ઞા મુજબ સેવા-ભજન કરીને સંત જીવનની શિક્ષા દીક્ષા પામ્યા.

## ભાગવતી દીક્ષા

ભગવાન શ્રીહરિનું ઘર ગઢપુર ધામમાં સંવત્ ૧૯૪૯માં એક મહાન યજ્ઞનું આયોજન થયેલું. આ યજ્ઞ પ્રસંગે વડતાલ ધામથી પરમ પૂજ્ય ધર્મ ધુરંધર ૧૦૦૮ આચાર્ય શ્રી વિહારજીલાલજી મહારાજ પણ પધારેલા. સમગ્ર સત્સંગમાંથી સંતો-હરિભક્તોનો સમુદાય ગઢપુર ધામમાં આ યજ્ઞ મહોત્સવનાં દર્શન કરવા પધારેલો. જૂનાગઢથી સદ્‌ગુરુ ધર્મસ્વરૂપદાસજી સ્વામી પણ પોતાના સંત મંડળ સાથે આ મહોત્સવમાં પધાર્યા હતા; સાથે પાર્ષદ પાંચા ભગતને પણ લાવેલા. પાંચા ભગત માટે આવો મહોત્સવ, આચાર્ય મહારાજના દર્શન અને શ્રીજી મહારાજની રમણભૂમિ ગઢપુરના દર્શન જીવનનો પ્રથમ અને અણમોલ લ્હાવો બની રહેવાનો હતો. કારણ કે ગઢપુરપતિ શ્રી ગોપીનાથજી મહારાજના સાન્નિધ્યમાં સદ્‌ગુરુ ધર્મસ્વરૂપદાસજી સ્વામીની આજ્ઞાથી પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામીના શિષ્ય તરીકે આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજના વરદ હસ્તે પાર્ષદ પાંચા ભગતને સત્સંગની પરંપરા અનુસાર ભાગવતી દીક્ષા આપવામાં આવી અને જેનું જીવન કરુણામય બની રહેવાનું છે એવા પાર્ષદ શ્રી પાંચા ભગતનું સાધુ તરીકેનું નામ પાડ્યું, 'સાધુ કૃષ્ણજીવનદાસજી.' ભગવાનના સંબંધવાળું નામ પામીને ધન્યતા અનુભવતા સાધુ કૃષ્ણજીવનદાસજી વૃદ્ધ અને બિમાર સંતોની સેવા કરવા લાગ્યા. તેમના માટે જરૂરી શાક-રાબ-ખીચડી બનાવવાના હોય તે પોતે હોંશે હોંશે બનાવી આપે અને ખૂબ જ ભક્તિભાવથી બિમાર સંતોની સેવા પણ કરતા રહે.

## સાધુ જીવનનું ઘડતર

સેવા કરતા કરતા ક્રિયારૂપ ન થઈ જવાય તે માટે જૂના સંતો સેવા સાથે શ્રીજી મહારાજની મૂર્તિના ચિંતવનની કેટલીક પદ્ધતિઓ પણ શીખવતા.

સેવા કરતા પોતાના સ્વભાવ ન વધી જાય તે માટે આપણી સંત પરંપરામાં કથાવાર્તાનો પ્રવાહ દિવસમાં પાંચ વખત વહેતો રહેતો.

સેવક સાધુઓ અને પાર્ષદોની મોટા સંતો ખૂબ જ સાર-સંભાળ લેતા. સેવકભાવ સદાય જળવાઈ રહે, સતત ભજનની ટેવ પડે અને સત્સંગમાં સૌ પ્રત્યે દિવ્યબુદ્ધિ અને મહિમાભાવ કાયમ રહે તે માટે કથા વાંચન બાદની ચર્ચા સભા ખૂબ જ મહત્વની બની રહેતી.

મુમુક્ષુ સાધક નિખાલસભાવે પોતાના અવગુણો સદ્‌ગુરુ આગળ નિવેદન કરે અને સમર્થ સંતો તેનું સમાધાન આપતા; યથાયોગ્ય પ્રાયશ્ચિત કરાવીને સાધુ જીવનની શુદ્ધિ જાળવી રાખતા.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ પ્રવર્તાવેલ સંત જીવનની સુગંધ આ પરંપરામાં જળવાઈ રહે તે માટે સૌ પોતાની જવાબદારી સમજતા અને આ દિવ્ય સંત પરંપારનો લાભ નવા સાધકો મુમુક્ષુઓને મળતો રહેતો.

સાધુ કૃષ્ણજીવનદાસજી સ્વામી આ મહાન સંત પંરપરાના સહભાગી બન્યા હતા તેથી તેમણે સેવા સાથે ભજનનું જબરું અંગ પાડેલું. સેવા સાથે ભજન કરતા રહીને તેમણે પોતાનું સમગ્ર જીવન ભજનમય બનાવી દીધું. દેહની પરવા કર્યા વિના, મનને ગણકાર્યા વિના સંપૂર્ણ સમર્પણભાવે સત્સંગમાં ઓતપ્રોત બની ગયા.

# પંચ વ્રતે પૂરા શૂરા

સંત જીવનની સાચી કસોટી એ પંચ વર્તમાનના પાલનમાં ચીવટ, શ્રદ્ધા અને નિત્ય અનુસંધાનમાં છે. નિર્લોભ, નિષ્કામ, નિઃસ્વાદ, નિઃસ્નેહ અને નિર્માન આ પાંચ વર્તમાન સાધુ માટે અક્ષરધામ પામવાના દિવ્ય ગુણો છે. એના માટે 'ધર્મામૃત' નામના નાનકડા ગ્રંથનો સદાય સ્વાધ્યાય સાધુ જીવનને નિર્મળ, નિર્દોષ અને નિરામય રાખે છે.

સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી આ ધર્મામૃત સભર જીવન જીવવાની ખૂબ જ કાળજી રાખતા. શ્રીજી મહારાજની આજ્ઞા અનુસાર નિયમ પાલન અને સત્સંગ સ્વાધ્યાયનું સદાય અનુસંધાન રાખતા. વચનામૃત જેવા સદ્‌ગ્રંથોનો નિત્ય અભ્યાસ કરતા રહીને સ્વજીવનને અંદરથી તપાસતા રહેતા. 'જેને સત્સંગ થયો હોય તે પોતે પોતાને જોવાનો પ્રયાસ કરે તો ભગવાન શ્રીહરિના પ્રતાપથી પોતાના સ્વરૂપને દિવ્ય પ્રકાશમાન નિહાળે અને ભગવાનનું દર્શન પણ થાય અને નારદ સનકાદિક જેવો સુખીયો પણ થઈ જાય' આવા વચનામૃતોનું અનુસંધાન રાખીને સ્વામીશ્રી સદાય પોતાના જીવનને નિહાળતા રહેતા અને શ્રીજી મહારાજના સ્વરૂપનો દિવ્ય આનંદ માણતા.

# સમૂહ જીવનનો સ્વાધ્યાય

સમૂહ જીવનની કેળવણી એ આપણી સત્સંગ પરંપરાનો ઉત્તમ આદર્શ છે. સાધુ-સંતો-પાર્ષદોનું જીવન ઘડતર સમુદાયમાં થાય છે. એકલા સેવકનું ઘડતર કરવા કોઈ જાય તો રાગદ્વેષના શિકાર બની જાય. એટલા માટે સમૂહ નિવાસ, સમૂહ ભોજન, સમૂહ શયન અને સમૂહ સેવા. આવી સામૂહિક જીવનની રીતિઓ આપણને વારસામાં મળેલી છે.

સામૂહિક રીતે ઘડતર પામેલો સાધક બધા સાથે ભળી શકે છે. પોતાની સ્વાભાવિક મર્યાદાઓથી ઉપર ઉઠે છે, ક્યારેક મુશ્કેલી પડે તો મુંઝાતો નથી અને પરસ્પર સત્સંગના સંબંધે હેત-પ્રીતિ અને કુટુંબભાવના જળવાઈ રહે છે. સ્વામી કૃષ્ણજીવનદાસજીમાં આવી સમૂહ જીવનની કેળવણીના સંસ્કાર પડેલા તેથી ક્યારેય એકલા રહેતા નહિં. ક્યારેક એકલા પડી જવાનો પ્રસંગ આવે તો તરત હાથમાં જપમાળા લઈને શ્રીજી મહારાજની મૂર્તિ પધરાવીને પ્રદક્ષિણા સાથે નામ જપ ચાલુ કરી દે. આવા સંતની ભેળા સદાય મહારાજ રહેતા હોય એ સૌને અનુભવ થાતો. પોતે સદાય સેવામાં વ્યસ્ત હોય તો પણ નિયમિત દેવદર્શન, કથાવાર્તાના સમયે હાજર રહીને કથા સાંભળવી, સૌની સાથે પંક્તિમાં બેસીને જ પ્રસાદ ગ્રહણ કરવો તેમજ સામુદાયિક સત્સંગ સેવામાં હોંશે હોંશે ભાગ લેવામાં સ્વામીશ્રી સદાય અગ્રેસર રહેતા.

# સંત સેવાનો દિવ્ય અનુભવ

નિષ્કામ સેવા કરનારને કેવા દિવ્ય અનુભવ થાય છે તેનો એક દિવ્ય પ્રસંગ કૃષ્ણજીવનદાસજી સ્વામી સ્વમુખે ઘણીવાર કહેતા. આ પ્રસંગને પૂજ્યપાદ જોગી સ્વામી પણ વર્ણવતા. તે પ્રસંગ સદ્‌ગુરુ સ્વામી યોગેશ્વરદાસજીના અક્ષરધામ ગમનનો છે. જૂનાગઢના અનેક જોગી કક્ષાના સંતોમાં સ્વામી યોગેશ્વરદાસજી નામના સંત મહાપ્રતાપી હતા.

તેઓ જ્યારે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા ત્યારે એમનું શરીર ઘણું જ અશક્ત રહેતું. લગભગ તેઓ પથારીવશ રહેતા. આ મોટા સંત પ્રત્યે મહિમાભાવ રાખી ઘણા સંતો એમની સેવા કરતા. કૃષ્ણજીવનદાસજી સ્વામીને પણ આ સંતની અલભ્ય સેવાનો લાભ મળી ગયો.

કૃષ્ણજીવનદાસજી સ્વામીની સેવા કરવાની રીત અનોખી હતી. બિમાર અને વૃદ્ધ સંતોની સેવા કરવામાં તેઓ સામાની રુચિ જાણીને સેવા કરતા. વયોવૃદ્ધ, બિમાર અને વડીલ સંતોને આવા સેવકની સેવા ખૂબ જ અનુકૂળ આવે તે સ્વાભાવિક છે. મનમાની સેવા તો બધા કરે પરંતુ બીજાની રુચિમાં રહીને સેવા કરવામાં સેવકની ઘણી કસોટી થઈ જાય છે અને કદાચ વ્રત-તપ-ધ્યાન કરતા પણ આવી રીતે સેવા કરવી એ મોટું તપ છે.

સ્વામી યોગેશ્વરદાસજીને આ નાના સાધુની સેવા ખૂબ જ અનુકૂળ આવી ગઈ. નાના બાળકની જેમ આ સંતની સેવા કરીને કૃષ્ણજીવનદાસજી સ્વામીએ તેમના અંતરનો રાજીપો મેળવી લીધો.

માંદગી અને અવસ્થાને લીધે યોગેશ્વરદાસજી સ્વામીનું શરીર સાવ નબળું અને પરાધીન થઈ ગયેલું. તેથી તેમની સેવામાં સતત હાજરી આપતા સંતો પણ સાવધાનીથી સેવા કરવા લાગ્યા.

કૃષ્ણજીવનદાસજી સ્વામી તો અખંડ હાજર જ હોય; તે દરમિયાન એક વખત સ્વામી યોગેશ્વરદાસજી ધીમેથી કંઈક વાત કરવા લાગ્યા અને સેવક સંતો કાન દઈને સાંભળવા લાગ્યા.

સ્વામી યોગેશ્વરદાસજી બોલ્યા, 'નિત્યાનંદ સ્વામીએ દેહ મેલ્યો ત્યારે એમની આંખ દુઃખવા લાગી હતી, આજે અમારી આંખ પણ દુઃખે છે એટલે જરૂર મહારાજ તેડવા આવશે અને અમે હવે ધામમાં જઈશું. આજકાલમાં શ્રીજી મહારાજ જરૂર પધારશે'. આવી વાત સાંભળીને સેવક સંતો આશ્ચર્ય પામી ગયા અને બધા સજાગ થઈ ગયા.

સંવત્ ૧૯૫૮ની પોષ મહિનાની અમાસની રાત હતી. સ્વામી યોગેશ્વરદાસજી પથારીમાંથી એકદમ ઝડપથી બેઠા થઈ ગયા અને બન્ને હાથ પહોળા કરીને જાણે શ્રીજી મહારાજને ભેટતા હોય એમ ઉત્સાહમાં આવી ગયા અને બોલ્યા, 'આ મહારાજ પધાર્યા, જુઓ, શ્રીજી મહારાજ પધાર્યા. મારો વાલો આવ્યા ખરા!'

સેવક સાધુઓ ઝબકી ગયા અને એકદમ ઝડપથી સ્વામીને ઝાલી લીધા. પરંતુ ત્યાં તો સ્વામી શરીરમાંથી બહાર નીકળીને શ્રીજી મહારાજને ભેટી ગયા હતા. શરીર અચેતન થઈ ગયું હતું. ધીમેથી સ્વામીના પાર્થિવ દેહને સંતોએ નીચે ભોંય પર લીધો અને સ્વામીના દેહની કાંતિ બદલાઈ ગઈ. જે સંત સાવ અશક્ત હતા; પોતાની મેળે પથારીમાં પડખું પણ ફેરવી શકતા નહોતા તે અંતકાળે મહારાજનાં દર્શન થતાં એકદમ સફાળા કેવા બેઠા થઈ ગયા અને ક્ષણવારમાં મહારાજની મૂર્તિમાં લીન થઈ ગયા. આ મહાન સંતની આવી દિવ્ય ઘટના નિહાળીને કૃષ્ણજીવનદાસજી સ્વામી તેમજ અનેક સંતોને સત્સંગનો અને આવા સદ્‌ગુરુ સંતનો દિવ્ય મહિમા અનુભવાયો. આવા મહિમાવાન સંતની સેવા કરીને તેના આશીર્વાદ મેળવ્યાનો કૃષ્ણજીવનદાસજી સ્વામીને અપાર સંતોષ થયો.

## નિયમ વ્રતની દૃઢતા

નિષ્કામભાવે કરેલી સેવાનું ફળ મળ્યા વિના રહે જ નહિં. શ્રીજી મહારાજ અને મોટા સંતોની સેવાના પ્રતાપે કૃષ્ણજીવનદાસજી સ્વામીના જીવનમાં નિયમ, વ્રતની વધારે દૃઢતા આવી અંતઃકરણમાં શ્રીજીના વચનની એક એવી ખટક પેસી ગઈ કે વચનલોપ થાય જ નહિં. પોતે જ્યારથી સાધુ જીવનમાં પ્રવેશ કર્યો ત્યારથી આજ્ઞાઓનું અનુસંધાન ખૂબ જ રાખતા. એકરેણીથી ભરેલું જીવન અને સેવા ભક્તિ વિના બીજી વાત નહિં.

મોટા સમુદાયમાં અનેક પ્રકારની રુચિ અને સ્વભાવવાળા પણ હોય તેમાં કૃષ્ણજીવનદાસજી સ્વામી બધાથી અલગ તરી આવતા. ક્યારેય બરોબરીયા સાધુની સોબત રાખતા નહિં. જૂના સંતોમાં જેઓ નિયમ ધર્મવાળા હોય અને જેની પાસેથી પોતાને પ્રેરણા મળે એમ હોય તેમની પાસે બેસીને નિષ્કપટભાવે તેમનો સમાગમ કરતા. સમુદાયમાં રહીને પણ નિયમભંગ ન થવા દેવો એ સાધુ જીવનની સાચી નિશાની છે.

બપોરે બધા સાથે પંક્તિમાં જમવા બેસે ત્યારે જે વાનગીઓ પીરસાય તે એક પત્તરમાં લઈને પોંચ ભરીને પાણી નાખીને મેળાવીને મહારાજને સંભારીને નિઃસ્વાદીપણે જમી લેતા. દિવસમાં એક જ વખત જમતા અને પ્રસાદીના મહિમાથી પણ બીજી વાર કંઈપણ મોંમા મૂકતા જ નહિં.

ઈન્દ્રિયોને નિયમમાં રાખવા માટે સાધુ જીવનમાં રસના ઈન્દ્રિય જીતવા ઉપર ખૂબ જ ભાર અપાયો છે.

શ્રીજીની આ આજ્ઞાને સાવધાનીથી પાળવા માટે કૃષ્ણજીવનદાસજી સ્વામી ખૂબ જ સાદગીપૂર્ણ ભોજન લેતા અને પ્રત્યેક એકાદશી, હરિજયંતી, અમાસ અને પૂનમના તેઓ નકોરડા ઉપવાસ કરતા અને પારણામાં પણ બપોરે એક જ વખત જમતા. મહિનામાં પાંચ ઉપવાસ અને દૈનિક એકટાણાનું વ્રત સ્વામીએ આજીવન પાલન કર્યું હતું. આવા જીતેન્દ્રિય, મિતાહારી અને સાત્ત્વિક સંતના ભજનના પ્રતાપે અનેક લોકોના જીવનમાં સ્વામીના ભજનનો પ્રભાવ પડ્યો હતો.

કોઈ સાધક સાવધાનીપૂર્વક નિયમ, ધર્મ, વ્રત, તપ, જપ, સેવા કરવા લાગે એટલે તેની સુગંધ જે તે સમાજમાં ફેલાયા વિના રહે જ નહિં. કૃષ્ણજીવનદાસજી સ્વામીના સંત જીવનની સુવાસ જૂનાગઢ મંદિરમાં અને સમગ્ર સત્સંગમાં ફેલાવા લાગી. સૌ આ સંત પાસે સત્સંગ કરવા આવવા લાગ્યા. માત્ર શ્રીજીના ભજનના પ્રતાપે આ સંતે કેટલાય લોકોના તન મનના તાપ શમાવી દીધા હતા.

## જૂનાગઢ મંદિરમાં કોઠારની સેવા

સંવત્ ૧૯૯૫ની સાલમાં કૃષ્ણજીવનદાસજી સ્વામીને જૂનાગઢ મંદિરના કોઠારમાં ઘી-ગોળની વ્યવસ્થા કરવાની સેવા મળી. આચાર્ય મહારાજની આજ્ઞાથી પુરાણી હરિદાસજી સ્વામી જૂનાગઢ મંદિરના મહંત તરીકે નિયુક્ત થયા. આ મહંતની જવાબદારી નિભાવવા માટે સાચા સાધુઓની ખૂબ જરૂર રહે. જો પ્રામાણિક અને સત્યનિષ્ઠ સેવકો મળે તો જ મંદિરની અને દેવની સાચી સેવા થઈ શકે.

પુરાણી હરિદાસજી સ્વામીની નજર આ ભગવદીય કૃષ્ણજીવનદાસજી સ્વામી ઉપર ઠરી હતી. ઘી-ગોળના કોઠારની વ્યવસ્થામાં આ સંતને જવાબદારી સોંપીને મહંત હરિદાસજી સ્વામી નિશ્ચિંત બની ગયા. મંદિરમાં કોઠારની સેવામાં આવતા ઘી અને ગોળની યથાયોગ્ય વ્યવસ્થા કરવામાં કૃષ્ણજીવનદાસજી સ્વામીએ ભારે નિષ્ઠા અને સેવાભાવના દાખવી હતી.

સહુ સંતો અને હરિભક્તોની મહિમાભાવથી સંભાવના રાખી હતી. સામાન્ય રીતે પદાર્થનો અતિ સંયોગ સાધુને નબળો પાડી દે છે; પરંતુ જેમને ભજનનું બળ છે અને સત્સંગ પ્રત્યે દિવ્યભાવ અને મહિમાથી ભરેલ છે એવા કૃષ્ણજીવનદાસજી સ્વામી તો જળકમળવત્ રહીને આ વ્યવહારમાં પણ પોતાના ત્યાગ, વૈરાગ્ય, ભજનને જાળવીને જીતેન્દ્રિય પુરુષ તરીકે ઉજ્જવળ જીવન જીવતા અને એમના વ્યવહારથી સૌ સંતો હરિભક્તો ખૂબ જ પ્રસન્ન રહેતા.

તેથી જ સ્વામી હરિદાસજીએ મહંત તરીકે નિવૃત્તિ લીધી અને સદ્‌ગુરુ સ્વામી નારાયણદાસજી બીજી વખત જૂનાગઢ મંદિરના મહંત બન્યા પણ કૃષ્ણજીવનદાસજી સ્વામીની યોગ્યતા અને નિષ્કામભાવ સેવાને ધ્યાનમાં લઈને એમને કોઠારની સેવાના સ્થાને ચાલુ રાખ્યા હતા. સ્વામીએ નિષ્ઠાપૂર્વકની સેવા બજાવીને સ્વામી નારાયણદાસજીની પ્રસન્નતા અને આશીર્વાદ મેળવ્યા હતા.

## ગોંડલ મંદિરના સેવક સંત

જૂનાગઢ સ્વામિનારાયણ મંદિરના મહંતો અને સદ્‌ગુરુ સંતોના જીવનનો પ્રભાવ સમગ્ર સોરઠ અને કાઠિયાવાડ પ્રદેશમાં ફેલાયેલો હતો. જેમાં ગોંડલના રાજા મહારાજાઓ પણ આ સંતોથી ખૂબ પ્રભાવિત હતા. ગોંડલના સ્વામિનારાયણ મંદિરની એ સમયમાં જબરી પ્રતિષ્ઠા હતી; તેમાં પણ વડતાલ ધામથી આચાર્ય મહારાજની આજ્ઞાથી જે મહંતપદે નીમાય તેની પણ એક આગવી મહત્તા રહેતી. આ ગોંડલ મંદિરમાં કોઠારી તરીકે વર્ષો સુધી નિષ્ઠાપૂર્ણ સેવા બજાવનારા વિદ્વાન શાસ્ત્રી શ્રી ધર્મતનયદાસજી સ્વામી અક્ષરવાસી થતાં એમના સ્થાને સત્સંગ સમાજ અને વડતાલ ટેમ્પલ કમિટીના આગ્રહથી પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી મહંતપદે નીમાયા. ગુરુ ગોપીનાથદાસજી સ્વામીની આજ્ઞાથી કૃષ્ણજીવનદાસજી સ્વામી જૂનાગઢથી ગોંડલ પધાર્યા અને ગુરુની સહાયમાં મંદિરની સેવામાં જોડાયા.

એ સમયની મહંતાઈમાં સેવા અને સત્સંગનો સુભગ સમન્વય હોય, હરિભક્તોની આગતા-સ્વાગતા કરતા હોય પરંતુ નિયમધર્મ સાથે મંદિરની નાનામાં નાની સેવા માટે સંતો સદાય તત્પર રહેતા. કૃષ્ણજીવનદાસજી સ્વામી ગોંડલ મંદિરમાં રહેતા ત્યારે વહેલી સવારે ઉઠીને ગાયોની સેવા કરતા. છાણ ભેગું કરવું, ગાયો દોહવી, વાસીંદા વાળવા, છાણા થાપવા, મંદિરનો ચોક વાળવો વગેરે સેવા સ્વામી કરતા રહેતા અને દિવસ દરમિયાન કોઠારની સેવામાં પણ પોતે જ રહેતા. સરળભાવે અને

સાધુદાવે થતી સેવા નિહાળીને સૌ રાજી થતા અને ગોંડલ મંદિરમાં દર્શને આવતા હરિભક્તો તેમજ અન્ય લોકો પણ કૃષ્ણજીવનદાસજી સ્વામીની સેવા અને જીવનથી સદાય પ્રભાવિત રહેતા.

## ગુરુની અંતિમ ભલામણ

ગુરુ પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી વૈદક જાણતા અને જે કોઈ માંદા સંતો, હરિભક્તો તેમની પાસે આવે તેને દેશી ઓસડિયા આપતા અને સાજા કરતા. ગુરુની સાથે શિષ્ય કૃષ્ણજીવનદાસજી સ્વામી પણ ભારે શ્રદ્ધાભાવથી આ સેવામાં જોડાતા. સંવત્ ૧૯૭૪માં સમગ્ર સૌરાષ્ટ્રમાં પ્લેગનો રોગ ફાટી નીકળ્યો હતો. એ સમયમાં ટપોટપ માણસો મરતા, તેથી તેને કડકડીયાનો રોગ કેતા. આ રોગના ઉપદ્રવ સમયે પુરાણી શ્રી ગોપીનાથદાસજી અને એમના સંત મંડળે ગોંડલમાં આ રોગથી પીડાતા સંતો અને હરિભક્તોની ભારે હિંમત રાખીને સેવા-સારવાર કરી હતી.

પુરાણી સ્વામી પોતાના દેહની દરકાર રાખ્યા વિના રાત-દિવસ બિમાર સંતોની સેવામાં વ્યસ્ત રહેતા તેથી તેમની તબિયત લથડી ગઈ અને પુરાણી સ્વામીને આગમનો અણસાર આવી ગયો.

પુરાણી શ્રી ગોપીનાથદાસજી સ્વામી પોતાના શિષ્ય સંતોને છેલ્લો હિત-ઉપદેશ આપતાં કહ્યું કે, 'તમે બધા ખૂબ સારા છો, સંપ અને ધર્મ રાખજો. નાના સાધુઓની સંભાળ રાખજો અને આ નાના સાધુ ધર્મજીવનદાસજી ભણી શકે એવા તેજસ્વી છે; માટે એ જ્યારે ભણે ત્યારે એને મારા સંસ્કૃત ગ્રંથ આપજો અને એને ભણાવજો.' આ સમયે સ્વામી નારાયણદાસજી ઉપસ્થિત હતા, તેમને પણ આ ભલામણ સાથે સૌ સંતોની સાચવણી રાખવાની વિશેષ ભલામણ કરી હતી. કૃષ્ણજીવનદાસજી સ્વામી ગુરુના આ અંતિમ ઉપદેશથી અવાચક જેવા થઈ ગયા. પરંતુ હિંમત રાખીને ગળગળા અવાજે પુરાણી સ્વામીને તેમના વચનો પાળવાનું કહ્યું અને પુરાણી સ્વામી ધામમાં ગયા પછી તેમની દેહક્રિયાવિધિ પૂર્ણ કરી.

પુરાણી સ્વામીના સંતમંડળમાં વડેરા સંત સ્વામી અક્ષરપ્રિયદાસજી હતા. ગુરુ ધામમાં સીધાવ્યા તેથી સમગ્ર સંતમંડળ શોકમાં ડૂબી ગયું અને નાના સાધુ ધર્મજીવનદાસજી તો સાવ સુનમુન થઈ ગયેલા. પરંતુ ગુરુની આજ્ઞા અભ્યાસ કરાવવાની હતી એવું કૃષ્ણજીવનદાસજી સ્વામી અને દેવપ્રસાદદાસજી સ્વામી પાસેથી જાણ્યું ત્યારે સાધુ ધર્મજીવનદાસજી સ્વામીએ ગુરુની આજ્ઞા માથે ચડાવી અને સંસ્કૃત અભ્યાસ માટે સ્વામી નારાયણદાસજીની આજ્ઞામાં રહીને વડતાલ જવાનો સંકલ્પ કર્યો.

સંસ્કૃતનો આગળ અભ્યાસ કરવા માટે કૃષ્ણજીવનદાસજી સ્વામી અને દેવપ્રસાદદાસજી સ્વામીએ સાધુ ધર્મજીવનદાસજી સ્વામીને ખૂબ જ પ્રોત્સાહિત કર્યા હતા અને વડતાલ સંસ્કૃત પાઠશાળામાં ભણવા જવા માટે સહાયરૂપ બનીને ગુરુના સઘળા ગ્રંથો એમને ભણવા આપ્યા હતા. ઘણીવાર આપણા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ આ પ્રસંગને કથાવાર્તા દરમિયાન કહેતા અને આ બન્ને સંતો પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરતા.

## ગોંડલ મંદિરના મહંતપદે

ગોંડલ મંદિરના મહંત તરીકે સ્વામી અક્ષરપ્રિયદાસજીની નિમણૂંક થઈ અને સ્વામી નારાયણદાસજીએ પુરાણી સ્વામીના સંતમંડળની સર્વ રીતે સંભાળ લેવા માંડી. સ્વામી અક્ષરપ્રિયદાસજી પણ મહાતપસ્વી અને વૈરાગ્યવાન સંત હતા. આ સંતવર્ય પણ ફક્ત ચાર વર્ષ સેવા બજાવીને અક્ષરવાસી થયા એટલે વડતાલ ગાદી સંસ્થાનના આચાર્ય શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજે કૃષ્ણજીવનદાસજી સ્વામીને ગોંડલ સ્વામિનારાયણ મંદિરના મહંત બનાવ્યા. આમ મહંત પદવીને ખૂબ જ આદરણીય અને વંદનીય બનાવનારા કૃષ્ણજીવનદાસજી સ્વામી ત્યારથી મહંત સ્વામી તરીકે જ ઓળખાવા લાગ્યા. કારણ કે આ બ્રહ્મનિષ્ઠ સંતવર્યે ભારે મમત્વથી અને નિષ્ઠાથી ગોંડલ મંદિરની સેવા બજાવી હતી. ઘણી કરકસરથી વહીવટ ચલાવ્યો હતો તેમજ મંદિરની આવક વધે એવા આયોજનો કર્યાં હતાં. ગોંડલ મંદિરમાં દર્શનાર્થે તેમજ આજુબાજુના ગામડાંઓમાંથી આવતા હરિભક્તોની સ્વામી પ્રેમથી સાર સંભાળ રખાવતા. આદર, ઓટલો અને રોટલો એ મહંત સ્વામીની ઓળખ થઈ પડી તેથી બધા લોકો તેમને પ્રેમથી માનત સ્વામી કહીને જ બોલાવતા. લોકોના પ્રેમ, આદર, માન, સન્માનમાં કદી પણ ભરમાયા વિના આ સંતવર્યે પોતાની સરળ સાધુતાભરી સ્થિતપ્રજ્ઞ સ્થિતિ કાયમ જાળવી રાખી હતી.

# સાધુની મોટાઇ સેવામાં

મહંત સ્વામી કૃષ્ણજીવનદાસજીના સાધુજીવનની વિશિષ્ટતા તેમની એકદમ સાદી રહેણીકહેણી હતી. પોતે ગોંડલ મંદિરના મહંત હોવા છતાં મહંતાઈની કોઈ ગાદી કે વિશેષ સ્થાન પર નહિં બેસતાં સભામાં કે મંદિરના વહીવટી કાર્યાલયમાં બધાની સાથે બેસીને જ સેવા ભજન કર્યા કરતા. પ્રથમ દિવસે જ્યારે કોઇ નાના સંતે મહંત પદની ગાદલી બિછાવી દીધી ત્યારે મહંત સ્વામીએ પોતાની સાદગીભરી રુચિ સૌને જણાવી દીધી હતી અને કહ્યું કે 'આપણે તો મંદિરના સેવક છીએ. આપણને ગાદી ન શોભે, આપણી શોભા તો સંજવારી કાઢવામાં, વાસીંદા વાળવામાં અને છાણા થાપવામાં છે; માટે કોઇ આગ્રહ ન રાખશો. સાધુની મોટાઈ ગાદીમાં નથી પણ મંદિરની નાનામાં નાની સેવા કરવામાં જ સાધુની મોટપ્પ છે.' આમ મહંત સ્વામી નિર્લોપભાવે મંદિરનો વહીવટ કરતા અને બધાની સાથે હળીમળીને સેવા કરતા. પોતાને માટે તો કશું જોઇએ જ નહિ, તો પણ મંદિર માટે ભારે મમત્વ રાખીને જ બધી સેવાઓ કરતા રહેતા. આવા મહંતનો મહિમા સૌના અંતરમાં આપોઆપ પ્રગટે. તેથી સમગ્ર જૂનાગઢ દેશના સત્સંગમાં કૃષ્ણજીવનદાસજી સ્વામી માનત સ્વામી તરીકે સૌના લાડીલા સંત બની ગયા.

# મહિમાવંત મહંત સ્વામી

મહંત સ્વામીનું આસન હંમેશા સભામંડપમાં જ રહેતું. મંદિરની સેવામાંથી પરવારે એટલે તરત જ પોતાના નિયમ ધર્મરૂપ ભજન-ભક્તિ, ધ્યાન-સ્મરણમાં લાગી જાય. નિયમિત માળા, પ્રદક્ષિણા, દંડવત્ અને કથાવાર્તા કર્યા વિના મહંત સ્વામી ક્યારેય નિદ્રાધીન થતા નહિં. સાયંકાળે આરતી, ધૂન, કથાવાર્તા અને નિયમ ચેષ્ટાના પદોનું ગાન બોલાયા પછી પોતે મંદિર પર જઈને રાતના બાર વાગ્યા સુધી પ્રદક્ષિણા કરતા કરતા માળા ફેરવે અને ત્યારબાદ ધ્યાનમુદ્રામાં બેસી જાય. ધ્યાન કરતા કરતા જ નિદ્રાની સ્થિતિ ધારણ થઇ જતી.

વહેલી સવારે ચાર વાગ્યા પહેલાં જાગૃત થઈને ફરી ધ્યાન કરવા લાગી જાય. સ્નાનાદિકથી પરવારીને મંગળા આરતી થાય તે પહેલાં મંદિરમાં જઈને પ્રદક્ષિણા કરવા લાગે. ગોંડલમાં વારંવાર આગમન કરતા હરિભક્તો અને સંતોએ મહંત સ્વામીને ક્યારેય સૂતા, ઉંઘતા જોયા નથી અને જ્યારે જાય ત્યારે મહંત સ્વામી સેવા-ભજન-પ્રદક્ષિણામાં જ લાગેલા હોય. આ સંતવર્યે આવી સાધના કાયમ ચાલુ રાખી હતી. તેથી જ મુક્તાનંદ સ્વામીએ ગાયું છે, 'મહિમા મોટો છે મહંતનો'.

જેનું દર્શન કરવાથી, જેની સેવા કરવાથી અને જેની આજ્ઞામાં રહેવાથી જીવના પાપ, તાપ અને સંતાપ ટળી જાય એવા સદ્ગુરુ મહંત સ્વામી કૃષ્ણજીવનદાસજી ભારે નિઃસ્પૃહી અને અપરિગ્રહી સંત હતા. જ્યાં સભામંડપમાં તેઓશ્રીનું આસન રહેતું ત્યાં જ દિવાલમાં ત્રણ ખીંતીઓ હતી; જેમાં એક ખીંતી પર મહંત સ્વામી પોતાની પૂજાની ઝોળી, ધોતિયું અને ચાદર ટાંગતા, બીજી ખીંતી પર માથે બાંધવાનો રૂમાલ (પાઘડી) અને ત્રીજી ખીતી ઉપર પાણી પીવાનું તુંબડું અને ભોજન માટેનું પત્તર ઝોળીમાં બાંધીને લટકાવતા. આ ત્રણ ખીંતીઓ ઉપર મહંત સ્વામીની તમામ જાહોજલાલી શોભતી અને આજીવન આ ત્રણ ખીંતીઓ પર તેમનો જીવન વ્યવહાર ચાલ્યો હતો.

પૂજ્ય મહંત સ્વામીએ ક્યારેય નવું વસ્ત્ર રંગીને પહેર્યું નહોતું. સદાય જૂના ધોતીયા માગીને પહેરતા અને ફાટી ગયેલાં વસ્ત્રોને પણ પોતે જ સાંધીને વાપરતા. ભોજનમાં સંપૂર્ણ સાદગી અને શ્રીજીની આજ્ઞા પ્રમાણે નિઃસ્વાદી વર્તમાનનું પાલન આજીવન કર્યું.

શરીર મંદિરની અને સત્સંગની સેવામાં અને મન સદાય ભગવાનના ભજનમાં રાખીને આ સંતવર્યે અખંડ ભગવાનને ધારી રાખવાનો સંકલ્પ સિદ્ધ કર્યો હતો.

જ્યારે મંદિરમાં કોઇ આવે ત્યારે સદાય મહંત સ્વામી સભામંડપમાં બેઠા બેઠા સતત માળા ફેરવતા હોય, કોઈ પાસે બેસે તો ગામઠી ભાષામાં સત્સંગની અને શ્રીજી મહારાજના મહિમાની વાતો કરે; કોઇ ભણેલા ગણેલા આવે તો તેની પાસે વચનામૃતનું પુસ્તક ધરી દે અને કહે, 'લે વાંચ જોઉં; મહારાજ આમાં શું કહે છે!!'

મહંત સ્વામી પાસે બેસવાથી બધાને શાંતિ થતી, તેથી દૂર દૂરથી લોકો આ સંતવર્યનો સમાગમ કરવા માટે દોડી આવતા. શ્રીજી મહારાજની જૂની જૂની વાતો અને સત્સંગના પ્રતાપની અનુભવવાણી સાંભળીને સૌને હૃદયમાં શાંતિની અનેરી અનુભૂતિ થતી.

# દયા રહી છે જેના દિલમાં

મહંત સ્વામી સહજ સ્વાભાવિક રીતે નિર્મળ અંતરના ભોળા અને દયાળુ સંત હતા; સદાય સેવા કરવાનું તેમને તાન રહેતું. કોઈના પ્રત્યે અભાવ કે અવગુણનો તો તેમના અંતરમાં વિચાર સરખો પણ આવતો નહિં. પરંતુ તેમના પ્રત્યે પણ કોઈને રાગ-દ્વેષ, ઈર્ષા કે અભાવ થતા નહિં એવા અજાતશત્રુ સંત હતા.

આટલા ભોળા અને શાંતિના અવતાર જેવા હોવા છતાં પોતાના સાધુ જીવનના નિયમ પાલનના દૃઢ આગ્રહી સંત હતા. નિયમ-ધર્મમાં ઢીલાશ ચલાવી લેતા નહિ અને કોઈની શેહ-શરમમાં દબાઈ જતા નહિં. પોતે લીધેલી ટેકને દૃઢપણે વળગી રહેતા.

આપણી પરંપરાના સંતોની આગવી પ્રતિભા ધારણ કરીને મહંત સ્વામી દુન્વયી બાબતોથી સદાય દૂર જ રહેતા. જગતના કોઈ પ્રલોભન કે આકર્ષણથી તેમના અંતરમાં કદાપિ વિક્ષેપ થયો નથી.

એવા શુકદેવજી સમાન પરમહંસ સ્થિતિમાં રહીને શ્રીજી મહારાજની એકાંતિકભાવે ઉપાસના કરતા રહેતા.

મહંત સ્વામી દયાળુ પ્રકૃતિને લીધે અનેક દીન-દુઃખીયા સ્વામી પાસે વારંવાર દોડી આવતા. અથવા મહંત સ્વામીને સમાચાર મળે એટલે પોતે જાતે જઈને બિમાર મનુષ્યની સેવા કરતા. કોઈને પેટનું દર્દ હોય તો સ્વામી જુનવાણી પદ્ધતિથી ડામ દઈને મટાડી દેતા.

શ્રીજી મહારાજની સ્વાભાવિક દયાળુ પ્રકૃતિ પ્રમાણે મહંત સ્વામી પણ કોઈને દુઃખીયો દેખી ન શકતા, દીન-દુઃખીયાને જોઈને કે સાંભળીને સ્વામીશ્રીના અંતરમાં કરુણા વહેતી અને એની આધિ, વ્યાધિ, ઉપાધિ દૂર કરવા પોતે પ્રભુને પ્રાર્થના કરતા આખી રાત માળા ફેરવતા. આવી રીતે સ્વામીએ અનેક દીન-દુઃખીયાના દુઃખ-દર્દ-પીડા દૂર કર્યા હતા. જેમાંના કેટલાક અનુભવીઓના મુખેથી સાંભળેલા પ્રસંગો અહીં રજૂ કર્યા છે.

# સંતની દયા ગાયની દુવા

મહંત સ્વામી અતિ દયાળુ દિલના સંત હતા. બીજાનું દુઃખ દારિદ્રય કે પીડા જોઈને તેમનું હૃદય દ્રવી જતું અને તરત જ શ્રીજી મહારાજને સંભારીને પ્રાર્થના કરવામાં લાગી જતા. બીજાના દુઃખ દૂર કરવામાં મહંત સ્વામી પાસે માળારૂપી શસ્ત્ર હતું. એકદમ માળા કરવા માંડે અને એમની પ્રાર્થના શ્રીજી સાંભળતા તેથી અનેક લોકોના દુઃખ દૂર થઈ જતાં; તેના પ્રત્યક્ષ અનુભવો આજે પણ મહંત સ્વામીને ખૂબ જ ભાવથી યાદ કરે છે.

ગોંડલમાં એક સત્સંગી હતા. તેમનું નામ માવજીભાઈ હતું. જ્ઞાતિએ વાણંદ હતા અને ખૂબ સેવાભાવી હતા.તેમનું મૂળ વતન રામોદ ગામ હતું. પરંતુ મંદિરમાં આવીને વસ્યા ત્યારથી નિયમિત ગોંડલ મંદિરમાં દર્શનાર્થે અને સેવા માટે દોડી જતા. એક વખત મહંત સ્વામી ગોંડલમાં બિમાર પડેલા ત્યારે માવજીભાઈ ખડેપગે સેવામાં હાજર હતા. સ્વામીને ઘૂંટણમાં વાનો દુઃખાવો રહેતો; તેથી માવજીભાઈ સવાર-સાંજ મહંત સ્વામીને ગોઠણ પર તેલ ચોળી દેતા અને પગચંપી વગેરે સેવા કરીને સ્વામીનો રાજીપો મેળવતા.

થોડા સમયમાં મહંત સ્વામીનું દર્દ મટી ગયું તેની સાથોસાથ માવજીભાઈના શરીરની નબળાઈ પણ દૂર થઈ ગઈ. એટલું જ નહિં, પણ માવજીભાઈને કોઈ સંતાન નહોતું તેથી મનમાં ઈચ્છા રહ્યા કરતી કે 'સ્વામી રાજી થાય અને મને દીકરો આપે!' આ મનોકામના પણ પૂર્ણ થઈ અને મહંત સ્વામીના આશીર્વાદથી માવજીભાઈના ઘેર દીકારાનો જન્મ થયો. માવજીભાઈ રાજી થયા. મહંત સ્વામી પાસે દીકારને લાવ્યા, સ્વામી પાસે વર્તમાન ધરાવીને કંઠી ધારણ કરાવી.

દીકરાનું નામ પાડવા સ્વામીને વિનંતી કરી એટલે મહંત સ્વામીએ કહ્યું, 'જો આજે ભીમ અગિયારસ છે, માટે એનું નામ ભીમજી રાખો.' માવજીભાઈએ સ્વામીના વચનને ઝીલી લીધું અને પોતાના પુત્રનું નામ ભીમજી રાખ્યું. સંતના આશીર્વાદ, સંતના વર્તમાન અને સંત દ્વારા નામકરણ એટલે આ બાળકની રક્ષા તો શ્રીજીમહારાજે કરવી જ પડે...

એકવાર બાળક ભીમજીને આંખો આવી તેથી કોઈ વૈદ્યને બોલાવીને સારવાર કરાવી. વૈદ્યરાજે આંખમાં દવા નાખીને પાટા બાંધી દીધા. વૈદ્યની સૂચના મુજબ પાટા ખોલ્યા તો પોપચાં સુજી ગયેલા અને આંખોમાં કૂબા પડી ગયેલા. એથી માવજીભાઈ મુંઝાયા અને બાળક ભીમજીને લઈને મંદિરમાં મહંત સ્વામી પાસે દોડી આવ્યા.

દયાળુ સંત તરત જ દ્રવી ગયા અને ભીમજીની આંખો પર હાથ ફેરવીને સ્વામિનારાયણ.. સ્વામિનારાયણ... બોલવા લાગ્યા. બાળકે આંખો ન ખોલી એટલે મહંત સ્વામી બાળક ભીમજીને ગૌશાળામાં લાવવા કહ્યું અને ગૌરી ગાયના કંઠમાં બાંધેલી ઘૂઘરડી ઘંટડીનો મધુર ટંકારવ ભીમજીના મોઢા પર કર્યો એટલે બાળક જાણે ઉંઘમાંથી ઉઠતું હોય તેમ ધીમે ધીમે આંખો ખોલવા લાગ્યું. માવજીભાઈ તેમજ અન્ય હરિભક્તો મહંત સ્વામીનો આ નવતર પ્રયોગ જોઈ નવાઈ પામ્યા. મહંત સ્વામીએ કહ્યું, 'હવે સારું થઈ જશે પણ એને ત્રણ દિવસ સુધી ગાયમાતા પાસે લાવવો પડશે અને આ ઘંટડીનો અવાજ સંભળાવવો પડશે.' માવજીભાઈ રાજી થયા અને ત્રણ દિવસ સુધી મહંત સ્વામીએ આ મંદિરની ગૌશાળામાં બાળક ભીમજી પર 'ઘંટડીના નાદ'નો પ્રયોગ કર્યો અને બાળકની આંખો સરસ દીવા જેવી થઈ ગઈ. ગાય અને સંતની દુવાથી શું થાય તેનો અજબ ગજબનો અનુભવ સૌને થયો!

માવજીભાઈના પુત્ર ભીમજીભાઈ પણ ખૂબ જ પ્રેમી હરિભક્ત થયા. ગોંડલમાં સરકારી નોકરી કરતા અને મહંત સ્વામીનો મહિમા સમજીને સેવા કરતા. દરરોજ મંદિરમાં આવીને હરિકૃષ્ણ મહારાજ સમક્ષ મધુર કંઠે પ્રેમથી કીર્તનોનું ગાન કરતા.

## નારણ ભગતની ટાઢી ગાંઠ મટાડી

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના અનન્ય સેવક અને આપણા ગુરુકુલ પરિવારના રત્ન સમાન પાર્ષદ નારણ ભગતને પેટમાં દુઃખાવો રહેતો. હજુ રાજકોટ ગુરુકુલના પાયા નખાયા નહોતા, એ સમયની આ વાત છે. નારણ ભગત ખૂબ જ ચતુર અને સંવેદનશીલ હતા. પોતાના પેટના દુઃખાવાને દબાવીને, તેની પીડા સહન કરીને સેવામાં જોડાયેલા રહેતા. જૂનાગઢથી કોઈ કામ અંગે પાર્ષદ નારણ ભગત ગોંડલ મંદિરમાં આવ્યા. મહંત સ્વામીની દવાની રીતભાત નારણ ભગત જાણતા હતા. તેથી તેમણે મહંત સ્વામીને વાત કરી કે 'સ્વામી! મને ઘણા સમયથી પેટમાં દુઃખે છે, મટતું નથી.' એટલે મહંત સ્વામી કહે 'એય માળા પાપ! ક્યાં દુઃખે છે?' એટલે ભગતે પેટ ઉપર હાથ રાખીને સ્વામીને કહ્યું કે 'સ્વામી! અહીંયા દુઃખે છે.' મહંત સ્વામીએ નારણ ભગતના પેટ ઉપર હાથ ફેરવીને દર્દ પકડી પાડ્યું અને બોલ્યા, 'અરે માળા પાપ! આ તો તને ટાઢી ગાંઠ થઈ ગઈ છે, માટે બે ડામ દેવા પડશે.' નારણ ભગત કહે, 'સારું સ્વામી ! તમને જે યોગ્ય લાગે તે કરો, પણ મારું આ દર્દ મટાડો.'

મહંત સ્વામી તરત ગૌશાળામાં ગયા અને ત્યાં જઈને એક જૂનું દાતરડું લઈ આવ્યા. દાતરડાને ગરમ કરવા માટે ગાયના છાણાને સળગાવી ભઠ્ઠો કર્યો અને એ લાલ ભઠ્ઠામાં દાતરડાનની ધાર મૂકી દીધી. બરાબર દારતડું લાલચોળ ગરમ થઈ ગયું એટલે સ્વામીએ નારણ ભગતને ગૌશાળામાં બોલાવ્યા અને કંતાન પાથરીને તેના પર લાંબા થઈને સૂઈ જવાનું કહ્યું. ભગત તો સ્વામીની આજ્ઞા પ્રમાણે કોથળા ઉપર લાંબા થઈને સૂઈ ગયા. સ્વામી લાલ લાલ ધગાવેલું દાતરડું લઈને ભગત પાસે આવ્યા અને બોલ્યા, 'હવે આંખો બંધ રાખીને સ્વામિનારાયણ.. સ્વામિનારાયણ.. બોલતો રહેજે, હું તને દવા ચોપડી દઉં.' એમ કહીને એક હાથ પેટ ઉપર દબાવીને બીજા હાથે દાતરડા વડે ભગતને જ્યાં દુઃખાવો રહેતો તે જગ્યાએ છમ છમ બે ડામ દઈ દીધા. નારણ ભગત સ્વામિનારાયણ.. સ્વામિનારાયણ... બોલતા રહ્યા. આમ મહંત સ્વામીએ આ પ્રયોગ કર્યો પછી બોલ્યા, 'જો હવેથી ઘી ખાતો નહિં, જેને પેટમાં ટાઢી ગાંઠ હોય તેને ઘી બહુ નડે. જા હવે તારો દુઃખાવો જતો રહેશો.'

નારણ ભગતને થોડા દિવસ ડામની જગ્યાએ બળતરા થતી પણ પેટનો દુઃખાવો કાયમ માટે મટી ગયો

અને મહંત સ્વામીની આજ્ઞા પ્રમાણે ભગત ક્યારેય ઘીમાંથી બનેલી વાનગી જમતા નહિં.

આ પ્રસંગ પાર્ષદ નારણ ભગત અવાર નવાર વાગોળતા અને કોઈ જમવામાં મીઠાઈનો આગ્રહ કરે એટલે તરત જ ભગત બોલી ઉઠતા કે 'મને પેટમાં ટાઢી ગાંઠ છે એટલે મને માનત સ્વામીએ ઘી ખાવાની ના પાડી છે.' એમ કહીને પેટ ઉપર જે જગ્યાએ સ્વામીએ ડામ દીધા હતા તે બધાને બતાવે અને કહે, 'જુઓ અહીં સ્વામીએ મને ડામ દીધા અને મારું દરદ ગયું.' આવા દયાળુ દિલના હતા માનત સ્વામી!

## પ્રભુ પ્રતાપથી કાળને પાછો કાઢ્યો

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ સંવત્ ૨૦૦૦ ની સાલમાં જૂનાગઢ શ્રી સ્વામિનારાણ મંદિરમાં મહંતપદે બિરાજતા હતા.

એ સમય દરમિયાન સાધુ હરિજીવનદાસજી (કોઠારી સ્વામી)ને ટાઈફોડ તાવ લાંબો સમયથી આવતો તેથી નબળાઈ ખૂબ જ વધી ગઈ. દિવસે દિવસે એમની તબિયત કથળતી ગઈ. તેથી તેમની સારવાર માટે કોઠારી સ્વામીને જૂનાગઢથી ગોંડલ માનત સ્વામી પાસે મોકલ્યા.

ગોંડલ મંદિરમાં આ બિમાર સંતની પાસે બેસીને માનત સ્વામી માળા ફેરવતા હતા.

એક રાત્રે બાર વાગે માનત સ્વામીએ પૂછ્યું, 'હરિજીવનદાસ! હવે કેમ છે?'

હરિજીવનદાસજી સ્વામીએ આંખ ઉઘાડી બે હાથ જોડીને માનત સ્વામીને જય સ્વામિનારાયણ કહ્યા. ત્યારે માનત સ્વામીએ આ માંદા સાધુની આંખોમાં પોતાની દૃષ્ટિ સાંધીને બળપૂર્વક એને પૂછ્યું, 'એય માળા પાપ! બોલ અહીં રહેવું છે કે ધામમાં જવું છે?'

માંદા સંત હરિજીવન સ્વામી ધીમેથી બોલ્યા, 'તમારી જેવી ઈચ્છા. તમે રાખો કે ધામમાં મોકલો તેમાં હુ રાજી.' સાધુની સરળતા જોઈને માનત સ્વામી બોલ્યા,'એ સાધુરામ તું હજુ નાનો છે, જા સાજો થઈને સેવા કરજે.'

સ્વામીનું આવું કૃપાવચન સાંભળીને હરિજીવનદાસજી સ્વામીએ બે હાથ જોડીને કહ્યું, 'હા સ્વામી! તમે કહેશો એ પ્રમાણે સેવા કરીશ.'

માનત સ્વામી કહે, 'હવે મહારાજને સંભારીને શાંતિથી સૂઈ જા, હું તારી પાસે બેસીને અહીં માળા ફેરવું છું.'

સ્વામીની આજ્ઞાથી હરિજીવનદાસજી સ્વામી મહારાજને સંભારતા સંભારતા આંખો બંધ કરીને ધીમે ધીમે નિદ્રાધીન થયા અને માનત સ્વામી આખી રાત તેમની પાસે બેસીને માળા ફેરવતા રહ્યા.

વહેલી સવારે ચાર વાગે માનત સ્વામીએ સાધુ હરિજીવનદાસજીને જગાડ્યા અને કહ્યું, 'જા હવે કોઈ જાતની બીક રાખતો નહિ, આજે રાતે તારો કાળ લેવા આવ્યો હતો, પણ મહારાજને પ્રાર્થના કરી એટલે મહારાજે એને પાછો કાઢ્યો. હું નાવા જાઉં છું અને તું ભજન કર્યા કરજે.'

આમ કહીને માનત સ્વામી શ્રીજી મહારાજને સંભારતા નહાવા પધાર્યા અને હરિજીવનદાસજી સ્વામીને આખા શરીરે ખૂબ જ પરસેવો વળી ગયો હતો તે ઉતરી ગયો. ત્રણ ચાર મહિનાની બિમારી હતી તે જતી રહી અને શરીરમાં સ્ફૂર્તિ આવી ગઈ.

માનત સ્વામીની કરુણાથી કોઠારી સ્વામીને નવજીવન મળ્યું, તેથી તેમની આજ્ઞા પ્રમાણે આજીવન જૂનાગઢ મંદિરમાં અને રાજકોટ ગુરુકુલમાં તેઓ સેવા કરતા રહ્યા.

આજે ૯૫ વર્ષની ઉંમરે પહોંચેલા પૂજ્ય કોઠારી સ્વામી હરિજીવનદાસજીએ આજીવન ગુરુદેવની આજ્ઞા પ્રમાણે સત્સંગની અને ગુરુકલ સંસ્થાની સેવા કરેલી છે. સરળતા અને નિખાલસતાની મૂર્તિ સમા કોઠારી સ્વામી આજે પણ માનત સ્વામીની કૃપાને યાદ કરીને ગદ્ગદિત થઈ જાય છે.

# ભજન કરજે, મહારાજ સારું કરી દેશે

મહંત સ્વામી રાજકોટ પાસેના રીબ ગામે પધાર્યા હતા. સત્સંગ-કથાવાર્તા સાથે રીબ ગામના હરિભક્તોને સુખ આપી રહ્યા હતા; ત્યારે અચાનક રાજકોટથી શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીનો સંદેશો આવ્યો કે 'સાધુ હરિપ્રિયદાસજી સ્વામી ખૂબ બિમાર પડી ગયા છે, માટે તાત્કાલીક રાજકોટ પધારો.'

મહંત સ્વામીને શાસ્ત્રીજી ઉપર ઘણું હેત હતું અને આ બન્ને સંતો પુરાણી સ્વામી ગોપીનાથદાસજીના શિષ્યો હતા. પરસ્પર મહિમાભાવ હતો. તેથી શાસ્ત્રીજી મહારાજનો સંદેશો મળતાં મહંત સ્વામી તાત્કાલિક રાજકોટ પધાર્યા.

આ સમયે રાજકોટ ખાતે આવેલ શ્રી સ્વામિનારાયણ મંદિર (દાણાપીઠ)ના પૂજ્ય શાસ્ત્રીજી મહારાજ મહંત હતા અને ગુરુકુલના પ્રારંભની મંગલ તૈયારીઓ ચાલી રહી હતી.

યુવાન સાધુ હરિપ્રિયદાસજીને એવા ઝાડા થઈ ગયા હતા કે પેટમાં કંઈજ ટકે નહિં. દેશી ઉપચારો કર્યા પણ કાંઈ ફેર ન પડતાં નબળાઈ વધવા લાગી હતી. મહંત સ્વામીએ સાધુને તપાસ્યા તો શરીર સાવ ઠંડું પડી ગયું હતું. શ્રીજી મહારાજને સંભારીને સ્વામીએ તરત જ ઉપચાર કર્યો, તેમાં મોળું દહીં અને વાટેલી મેથીનું મિશ્રણ કરીને માંદા સાધુને પાયું અને પોતે માળા લઈને બેસી ગયા.

બે-ત્રણ કલાક પછી સાધુ હરિપ્રિયદાસજીએ આંખો ઉઘાડી અને મહંત સ્વામીને જય સ્વામિનારાયણ કહ્યા. ત્યારે સ્વામીએ પૂછ્યું, 'હવે કેમ છે?'

હરિપ્રિયદાસજીએ કહ્યું, 'હવે સારું લાગે છે.' ઝાડા બંધ થઈ ગયા ત્યારે મહંત સ્વામી મલકાઈને બોલ્યા, 'જા માળા! હવેથી ખૂબ ભજન કરજે, મહારાજ બધું સારું કરી દેશે!'

બે-ત્રણ દિવસમાં જ વજસાર જેવું પેટનું ભયંકર દર્દ મટી ગયું અને પુરાણી સ્વામી હરિપ્રિયદાસજી સત્સંગની સેવામાં અને ભજનમાં લાગી ગયા.

પુરાણી હરિપ્રિયદાસજી સ્વામી ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજીના સેવક સંત હતા.

જેમણે જુનાગઢ શ્રી સ્વામિનારાયણ મંદિરમાં ગુરુદેવની સેવાઓને બિરાદવવા લેખો ચોડાવ્યા છે અને કેવડીયા કોલોની ખાતે સદ્‌વિદ્યાની પ્રવૃત્તિ કરવા માટે ગુરુકુલની સ્થાપના કરેલી છે.

પુરાણી સ્વામી હરિપ્રિયદાસજી પણ વયોવૃદ્ધ અવસ્થાએ મહંત સ્વામીના પરમ દયાળુપણાને યાદ કરીને ગળગળા થઈ જતા.

# અસાધ્ય રોગમાંથી મુક્તિ

સરધાર પાસેના રાજ સમઢિયાળા ગામના દરબારોના આગ્રહથી મહંત સ્વામી સંતમંડળ સાથે ચાર મહિના એ ગામમાં રોકાયા હતા.

એક દિવસ દરબારશ્રી તખુભા બાપુએ સ્વામીને વિનંતી કરતાં કહ્યું, 'સ્વામી! માધુભાને શરીરમાં એવો કોઈ રોગ ઘર કરી ગયો છે કે ઘણી દવાઓ કરી, કેટલાય વૈદોને બતાવ્યું પણ જરાય ફેર પડતો નથી અને રોગ વધતો જાય છે. હવે તો આપના હાથમાં છે, મહારાજને અરજી કરો તો આ માધુભાનો અસાધ્ય રોગ નાશ પામે.'

માધુભાના શરીરમાં જીર્ણ તાવ રહ્યા કરતો અને દિવસે દિવસે શરીર સૂકાતું જતું હતું અને કોઈ વૈદ રોગ પારખી શકતા નહોતા, તો પણ દરબારો ઉપર જેના અંદરમાં દયા વસેલી હતી એવા સંત મહંત સ્વામીએ બધા દરબારોને આશ્વાસન આપ્યું. શ્રીજી મહારાજમાં દૃઢ શ્રદ્ધા રાખવા ભલમાણ કરી અને પોતે દેશી ઉપચાર બતાવીને રાત્રે રાજ સમઢિયાળા ગામમાં શ્રીજી મહારાજની સામે ઊભા રહીને જપમાળા સાથે પ્રાર્થના ચાલુ કરી દીધી.

દયાળુ સંતનું ઓસડિયું અને પ્રાર્થના બન્ને કામ કરી ગયા હોય તેમ એક જ અઠવાડિયામાં માધુભાને શરીરે આરામ જણાયો અને બે મહિનામાં તો દરબારનો રોગ જડમૂળમાંથી જતો રહ્યો અને માધુભા હરતા ફરતા થઈ ગયા.

આવી મહંત સ્વામીની દયાદૃષ્ટિ અને શ્રીજીની પ્રાર્થનાથી અસાધ્ય રોગમાંથી મુક્તિ મળી. આજે પણ મહંત સ્વામીના આશીર્વાદથી આ રાજ સમઢિયાળાના દરબાર પરિવારો ખૂબ સુખી છે.

# શ્રીજીની મરજી હોય તેમ થાય

દીવ બંદરના ધનાઢ્ય શેઠ શ્રી કલ્યાણજીભાઈ ખૂબ જ સારા ભાવિક અને સંતોમાં હેતવાળા સજ્જન હતા. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ સાથે તેમને ખૂબ જ હેત હતું. એમના એકના એક દીકરાને અસાધ્ય રોગ થયો હતો તેથી કાંઈ ભોજન લઈ શકતો નહોતો. દેશી-વિદેશી ઉપચારો કર્યા. શેઠ કલ્યાણજીભાઈએ ઘણો ખર્ચ કર્યો પણ રોગ જરાય મટ્યો નહિં. એટલે કલ્યાણજી શેઠે શાસ્ત્રીજી મહારાજને વાત કરી કે હવે તમે સંતો કાંઈક દવા કરો તો મારો દીકરો સાજો થાય.

શાસ્ત્રીજી મહારાજે તરત જ મહંત સ્વામીને યાદ કર્યા. એ સમયે મહંત સ્વામી અમરાપર ગામે બિરાજતા હતા.

શાસ્ત્રીજી મહારાજે દીવના શેઠના દીકરાની બિમારીની વિગતવાર વાત મહંત સ્વામીને કરી અને કહ્યું કે 'આપ દયાળુ દયા કરો અને મહારાજને પ્રાર્થના કરો તો શેઠનો દીકરો સાજો થાય. જો દીકરો સાજો થાય તો શેઠનું આખુ કુટુંબ સત્સંગી થાય અને દીવમાં પોતાના ખર્ચે સ્વામિનારાયણ ભગવાનનું મોટું મંદિર બંધાવી દે એવા ભાવિક છે.'

શાસ્ત્રીજી મહારાજની વાત સાંભળીને મહંત સ્વામી ઊંડા ઉતરી ગયા. થોડી વારે આંખો ખોલીને કહ્યું, 'ભલે શાસ્ત્રીજી! હું શ્રીજી મહારાજને પ્રાર્થના કરીશ. એમની મરજી હોય તેમ થાય. આપણી અરજી અને એની મરજી.'

આ પ્રમાણે વાતો થયા પછી રાત્રે બધા સૂઈ ગયા ત્યારે મહંત સ્વામી હાથમાં માળા લઈને ઠાકોરજી આગળ બેસી ગયા અને આખી રાત માળા ફેરવીને મહારાજને પ્રાર્થના કરતા રહ્યા.

સવારે નાહી ધોઈને પૂજાપાઠ કર્યા પછી માનત સ્વામીએ શાસ્ત્રીજી મહારાજને વાત કરી 'શાસ્ત્રીજી! છોકરાની આવરદા પૂરી થઈ ગઈ છે અને એને વધારી આપવાની મહારાજની મરજી નથી માટે શેઠને અને શેઠના પરિવારને કહેજો ભજન કરે.'

ખરેખર એમ જ બન્યું. ચાર દિવસ પછી કલ્યાણજી શેઠના દીકરાએ દેહ છોડી દીધો. એ સમાચાર શાસ્ત્રીજી મહારાજને ગોંડલ મંદિરમાં મળ્યા ત્યારે માનત સ્વામીની મહારાજ સાથેની વાતો યાદ આવી ગઈ.

# દુષ્કાળમાં રક્ષા

એક વખત માનત સ્વામી ખારાપાટના ગામડાં ફરતા ફરતા સંત મંડળ સાથે પીઠવાજાળ ગામે પધાર્યા.

આ ગામમાં પોપટભાઈ દેસાઈ સારા હરિભક્ત હતા. માનત સ્વામી એમની વાડીએ બપોર પછી સ્નાન કરવા પધાર્યા. એમના ખેતરમાં ઘઉંના કુંવળના મોટા મોટા ઢગલા પડેલા જોયા એટલે સ્વામીએ પોપટભાઈના દીકરા માધાને પૂછ્યું, 'હવે આ કુંવળનું શું કરશો?'

'સ્વામી! આ વર્ષે ઘઉંનો પાક ખૂબ સારો થયો છે એટલે આ કુંવળના મોટા ઢગલા પડ્યા છે; હવે એને ઢોરને બેસવાની જગ્યાએ પાથરીને દાબામાં નાખીશું તેથી ખાતર સારું થશે.' આ સાંભળીને સ્વામી કહે, 'માળા ગાંડિયા, એમ કુંવળ બગાડી નાખતો નહિં; સાચવી રાખજે તો આવતે વર્ષે ઢોરને નાખવામાં કામ લાગશે.'

સ્વામીના વચનમાં વિશ્વાસ રાખીને પટેલે કુંવળને ઢાંકી દીધું અને બીજું વર્ષ વરસાદની ખેંચથી ખૂબ જ નબળું ગયું. ઘાસ-ચારાની ભારે અછત ઊભી થઈ. એ વખતે સાચવી રાખેલું કુંવળ માધાભાઈને ભારે કામ લાગ્યું. એટલું જ નહિં, ગામલોકો પણ એ કુંવળ વેચાતું લઈ ગયા!

આમ માનત સ્વામી ગામડાંઓમાં જ્યાં જ્યાં ફરતા ત્યાં ઘણા હરિભક્તોને આગમચેતીના પગલાં ભરવા જણાવતા અને આવતા સંકટો સામે સાવધાન કરતા.

કોઈપણ પ્રકારના પ્રયોજન વિના જીવનું હિત કરવામાં તત્પર એવા આ સંત માનત સ્વામીને આજે પણ હરિભક્તો ભૂલ્યા નથી.

# અનેરા આશીર્વાદ

એક વખત નોંઘણચોરાના દરબારશ્રી ગજરાજસિંહજી નિમિત્તે કથા-પારાયણ કરવાનો આગ્રહ તેમના પરિવારજનોએ માનત સ્વામી સમક્ષ કર્યો. એટલે માનત સ્વામીએ આ અંગે શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીને વાત કરી. સ્વામીએ તરત જ પુરાણી ભગવત્જીવનદાસજીને સાથે મોકલ્યા. પરંતુ કથા કરવાની વાત આવી એટલે પુરાણી ભગવત્જીવન દાસજીએ માનત સ્વામીને કહ્યું, 'સ્વામી! મારી જીભ બહુ

ઝલાય છે તેથી કથા કરતાં હું ખૂબ જ અચકાઉં છું અને તોતડું બોલાય એટલે શ્રોતાઓને કથામાં જરાય રસ ન પડે અને ઉલટાનું હાંસી મશ્કરી જેવું થાય.'

પુરાણી ભગવત્જીવદાસજી ઉપર માનત સ્વામીને હેત હતું તેથી પુરાણીને કહ્યું કે, 'તું જરાય ચિંતા કરતો નહિં, મારી સાથે મેંગણી ચાલ; ભગવાન બધા સારા વાના કરી દેશે.'

માનત સ્વામીની ઈચ્છાથી પુરાણી ભગવત્જીવન દાસજીએ દરબારગઢમાં સાત દિવસ સુધી કથા કરી અને માનત સ્વામીના આશીર્વાદથી કથા દરમિયાન જીભ ઝલાતી નહોતી. ચોખ્ખી અને સુમધુર વાણીમાં કથા કરી. સાંભળનારા સૌ પ્રભાવિત થયા અને પુરાણી પોતે પણ આશ્ચર્ય પામ્યા.

કેવળ સંતની કૃપાથી જ આવું બને એવું પોતાનું ધન્યભાગ્ય માનીને પુરાણી ભગવત્જીવનદાસજી કથાઓ કરવા લાગ્યા. કથામાં ક્યારેય કોઈ મુશ્કેલી પડતી નહિં, પરંતુ ચાલુ વ્યવહારિક વાતોમાં જીભ ઝલાય ખરી. આવો સૌને અનુભવ થવા લાગ્યો.

તેથી પુરાણી ભગવત્જીવનદાસજીએ મહંત સ્વામીને રાજી કરવા માટે મહિમાપૂર્વક આખો ચાતુર્માસ શ્રી હરિલીલામૃત કલ્પતરૂની કથા કરીને સ્વામીનો અપાર રાજીપો મેળવ્યો હતો.

## હમણાં બીજું ઘર કરતો નહિં

રાજકોટ પાસેના રીબ ગામમાં મહંત સ્વામી ઘણી વાર જતા અને રોકાતા. આ ગામના હરિભક્તોને મહંત સ્વામી પ્રત્યે ખૂબજ મહિમાભાવ હતો. તેમાંથી વાલજીભાઈ પીપળીયા અને કચરાભાઈ લીલા બન્ને મહંત સ્વામીના દર્શને મેંગણી ગામે આવ્યા. સ્વામીને પગે લાગીને પાસે બેઠા. કુશળ સમાચાર પૂછ્યા. સંતોએ બન્ને ભક્તોને ભાવથી જમાડ્યા.

બપોર પછી મહંત સ્વામી પાસે બેઠા હતા ત્યારે વાલજીભાઈએ સ્વામીને વાત કરી કે, 'સ્વામી! આ કચરાભાઈને શરીરે મંદવાડ રહે છે. ઘણી દવાઓ કરી, પણ જરાય સારું થતું નથી. આપ આશીર્વાદ આપો તો એમને શરીરે સારું થઈ જાય. વળી એમના ઘેર શેર માટીની ખોટ્ય છે; તેની પણ મુંઝવણ રહ્યા કરે છે અને વાંઝિયાપણાનું મેણું ટાળવા માટે હવે બીજું ઘર કરવાનું વિચારે છે, એથી અમે બન્ને આપના આશીર્વાદ લેવા આવ્યા છીએ.'

મહંત સ્વામીએ આ વાત સાંભળી એટલે થોડું મર્મ કરતા હસ્યા અને થોડીવાર કચરાભાઈના લલાટ સામે તાકીને બોલ્યા, 'દેહ છે, એ તો સાજો માંદો થાય, એ દેહનો ધર્મ છે અને દીકરા નથી તો મનને પાછું વાળવું. તમારા ભાઈ ભીમજીભાઈ છે, તેને દીકરા છે તેમાંથી એક દીકરાને તારી ભેગો રાખીને તારો માનજે. હું ભગવાનને પ્રાર્થના કરીશ. ભગવાન ધારશે તો સારું થઈ જશે નહિંતર ભગવાન ધામમાં તેડી જશે; માટે હમણાં બીજું ઘર કરવાની ઉતાવળ ન કરવી.'

મહંત સ્વામીની આ પ્રકારની વાતો સાંભળીને બન્ને હરિભક્તો પોતાને ગામ રીબ પધાર્યા. ઘેર આવ્યા પછી કચરાભાઈની બિમારી વધી ગઈ.

મહંત સ્વામીએ કચરાભાઈને અગાઉથી જાણ કરી હતી તેથી તેમણે ગૃહ સંસારમાંથી મનને પાછું વાળી ભગવાનમાં વૃત્તિ રાખવાનો અભ્યાસ ચાલુ કરી દીધો અને ખરેખર થોડા સમય પછી કચરાભાઈ ભજન કરતા કરતા શ્રીજી મહારાજના ધામમાં સીધાવ્યા.

## જીવન મરણ હરિના હાથમાં

રીબડા ગામના હરિભક્ત શ્રી ભીખાભાઈને મહંત સ્વામી પ્રત્યે ઘણો જ પૂજ્યભાવ હતો. એની ખબર પડે એટલે ભીખાભાઈ અને રીબના વાલજીભાઈ બન્ને સ્વામીના દર્શને અવશ્ય પહોંચી જાય.

એક વખત મહંત સ્વામી ખાંભામાં બિરાજમાન હતા ત્યારે આ બન્ને ભક્તો સ્વામીનાં દર્શને આવ્યા અને

સ્વામીને વિનંતી કરી કે 'રીબડામાં જાદવભાઈ સારા ભક્તરાજ છે અને હવે તો સાવ પથારીવશ થઈ ગયા છે. આપ કાંઈક દયો કરો તો સારું થઈ જાય.'

આ સાંભળીને સ્વામીએ કહ્યું, 'જુઓ, મહારાજની મરજી હોય તેમ થાય. દરેક જીવના જીવન અને મરણ મહારાજના હાથમાં છે, આપણે અરજી કરીએ પણ મરજી તો મહારાજની જ ચાલે. આપણે હરિભગત તરીકે મહારાજની મરજીમાં રાજી થાવું અને ભગવાનના ધામમાં જાવાનું તાન રાખવું. ભગવાનનું ભજન કર્યા કરવું.'

મહંત સ્વામીની ભલામણ પ્રમાણે બન્ને ભક્તો પોતાને ઘેર આવ્યા અને જાદવભાઈને મહારાજમાં વૃત્તિ રહે તે માટે તેમની પાસે બેસીને કીર્તન ગાવા લાગ્યા અને ભજન કરવા લાગ્યા.

બે-ત્રણ દિવસમાં જ શ્રીજી મહારાજ જાદવજીભાઈને ધામમાં તેડી ગયા.

આ રીતે ઘણા હરિભક્તો મહંત સ્વામી પાસે પોતાના દુ:ખોનું નિવારણ કરવા આવતા અને સ્વામી તેમને સાચી સલાહ આપીને ભગવાનમાં વૃત્તિ રાખવાની ભલામણ કરતા તેમજ પોતે એના માટે પ્રાર્થના કરતા.

## મહંત સ્વામીના વચને

એક વખત મહંત સ્વામી દેરડી (કુંભાજી)માં આખો શ્રાવણ મહિનો રોકાયા હતા. જન્માષ્ટમીનો ઉત્સવ પણ ધામધૂમથી કર્યો હતો. હરિભક્તોને ભગવાનની વાતો કરી કરીને સત્સંગનું બળ પ્રેર્યું હતું.

શિયાળામાં ફરી વખત મહંત સ્વામી સંતમંડળ સાથે દેરડી પધાર્યા. પોતાને દેશ ફરવાનો વારો હોવાથી ધર્માદો લેવા માટે આવ્યા હતા ત્યારે મંદિર સામેની મેડી અંગે એ ગામના પટેલ કાનજીભાઈ, હરિભાઈ તથા રાઘવભાઈ વગેરેએ સ્વામીને વાત કરી કે 'હવે આ મેડી પડી જાશે અને આખરે રહેવા માટે મકાન નહિં રહે.'

આવું સાંભળીને મહંત સ્વામી બોલ્યા, 'કેમ પડી જશે?'

હરિભક્તો કહે, 'આ ગોંડલ રાજ્યનું ગામ છે અને આ રાજ્યમાં હમણા નવી લાઈન દોરીનો કાયદો લાગુ પાડીનો રસ્તા પહોળા કરવાનો મહારાજા ભગવતસિંહજીનો આદેશ છે.'

આમાં બીજા ઘણાય હરિભક્તોના મકાન પડી ગયા છે. હવે આ બાજુ લાલ લીટો થઈ ગયો છે, એટલે આ મકાન પણ પડી જશે. રાજનો કાયદો એવો છે કે લાલ લીટો થયા પછી ઘરધણી પોતે મકાન ઉતારી લે તો ભલે; અન્યથા સરકારી માણસો આવીને મકાન પાડી નાખે છે. આમાં કોઈ ઓળખાણ કે લાગવગ ચાલતી નથી. મહારાજા પોતે જ નકશા જોઈને આવું બધું નક્કી કરે છે, જેથી કોઈ અમલદારનું પણ ચાલતું નથી.

હરિભક્તો પાસેથી આ વાત સાંભળીને મહંત સ્વામીનું સંત હૃદય દયાથી દ્રવી ઉઠ્યું અને શ્રીજી મહારાજને સંભારીને ધીરજ આપતા કહ્યું, 'આપણે બધા ભગવાનને સંભારો, બધા જ સારા વાના થઈ જશે. તમે તમારે હાથે કોઈ મકાન પાડતા નહિં.'

એક હરિભક્તે કહ્યું,'સ્વામી! સરકારી માણસો આવીને મકાન તોડી પાડે એટલે એમાં કોઈ વસ્તુ કામમાં લાગે એવી ન રહેવા દે. માટે આપણે હાથે પાડીએ તો કાંઈક વસ્તુઓ કામમાં આવે એવી રહી જાય.'

સ્વામી કહે, 'તમે એ બધી ચિંતા છોડો. બધું ભગવાન સ્વામિનારાયણ ઉપર છોડીને ભજનમાં લાગી જાવ. એની ઈચ્છા વિના કાંઈ થતું નથી. માટે ઉતાવળા થઈને તમારે હાથે મકાન પાડશો નહિં.'

હરિભક્તોને ભજનની ભલામણ કરીને મહંત સ્વામી દેરડીથી જેતપુર પધાર્યા. એ જ સમયમાં ગોંડલ મહારાજા ભગવતસિંહજીનો દેહ પડી ગયો અને બીજા દિવસથી લાઈન દોરીનું કામ સ્થગિત થઈ ગયું.

આજકાલ પડવાની અણી ઉપર ઉભેલા મકાનો બચી ગયા અને ત્યારબાદ આખો કાયદો જ નાબૂદ થઈ ગયો. હાલમાં પેલી હરિભક્તોની મેડી તો હજુ મંદિર સામે ઊભી છે.

મહંત સ્વામીના વચને મહારાજે સૌની રક્ષા કરી.

## નાગજીને આશીર્વાદ

ગામ બાલાપરમાં મહંત સ્વામીના સત્સંગ વિચરણ અને દેશ ફરવાનો વારો હતો. ચોમાસા દરમિયાન ૧૫ દિવસ સુધી આ ગામમાં રોકાયા. સવાર-સાંજ કથાવાર્તાના જોગથી ગામમાં સારો પ્રભાવ પડ્યો. સત્સંગીઓ સિવાય પણ બીજા ઘણા લોકો મહંત સ્વામીના દર્શન અને કથાવાર્તાના જોગથી ગામમાં સારો પ્રભાવ પડ્યો.

સત્સંગીઓ સિવાય પણ બીજા ઘણા લોકો મહંત સ્વામીના દર્શન અને કથાવાર્તાનો લાભ લેવા આવતા. ઘણા નવા સત્સંગી થયા.

એક દિવસ ગામના પટેલ ભીમજીભાઈએ સ્વામીને કહ્યું, 'આ નાગજીને આશીર્વાદ આપો જેથી સારો સત્સંગી થાય ને વ્યવહારે પણ સુખીયો થાય.'

પટેલની ભલામણથી નાગજી ઉઠીને સ્વામીને પગે લાગ્યો. ત્યારે તેના મસ્તક ઉપર હાથ મૂકીને કહ્યું, 'નાગજી! તું મહારાજને ભૂલતો નહિં. સત્સંગ રાખજે; તો તું સુખીયો થઈશ; આમ કહીને પાછું પૂછ્યું, નાગજી! તું કેટલી ચોપડી ભણ્યો છે?'

ત્યારે નાગજી કહે, 'સ્વામી! હું એકાદ ચોપડી માંડ ભણ્યો છું. તેથી લખતાં વાંચતાં બરાબર આવડતું નથી.'

મહંત સ્વામીએ કહ્યું, 'નાગજી! તું કોસ હાંકતા હાંકતા જે ભણ્યો છો તેને વાગોળ્યા કરજે અને વધારે અભ્યાસ કરવા માંડ, ભગવાનની દયાથી તને બધું આવડવા માંડશે, જા સુખીયો થાઈશ.'

મહંત સ્વામીના આવા રૂડા આશીર્વાદથી નાગજીને બળ મળ્યું અને અભ્યાસથી સરસ લખતાં વાંચતાં આવડી ગયું. પછી તો કીર્તનો ગાય, વચનામૃત વાંચે. ઘણા ગ્રંથોનો અભ્યાસ કરવા લાગ્યો. કથાવાર્તા કરવા લાગ્યો એવો બળીયો સત્સંગી થઈ ગયો!

આમ ભગવાનના અખંડ ધારક સંત આશીર્વાદ આપે તો રાંક હોય તે રાજા થાય અને જીવ આ લોક પરલોકમાં સુખીયો થાય.

## વગર પૈસે જમીન અપાવી

સરધાર પાસેના અણિયાળા ગામમાં વશરામભાઈ સિંધવ વગેરે હરિભક્તો હતા. સદ્‌ગુરુ મહંત સ્વામી ઘણીવાર આ ગામમાં પધારેલા. એક વખત સંતમંડળ સાથે મહંત સ્વામી અણિયાળા પધાર્યા. હરિભક્તો સ્વામીનાં દર્શને આવ્યા. વશરામભાઈએ મહંત સ્વામીને વાત કરી કે 'સ્વામી! ગામધણી દરબાર જમીનની હરાજી કરે છે, પૈસાવાળા મોં માગ્યા રૂપિયા આપીને સારી ખેતીલાયક જમીન લઈ જાય છે. મને પણ જમીન લેવાનું ઘણું મન થાય છે, પણ શું કરું? પાસે રૂપિયા નથી.' આટલું કહેતાં વશરામભાઈ સ્વામી આગળ રડી પડ્યા.

દયાળુ મહંત સ્વામીએ આશ્વાસન આપતા કહ્યું, 'અરે! આમ ઢીલા શું પડી ગયા? તમે પણ હરાજીમાં ઊભા રહો તો તમને પણ જમીન મળી જશે.'

'અરે સ્વામી! હરાજીમાં ઊભા રહેવા કાવડિયા તો જોઈએ ને! મારા જેવા ગરીબનો ત્યાં કોણ ભાવ પૂછે?'

સ્વામી કહે, 'અરે ભલા માણસ! તમે જાવ તો ખરા! ભગવાન તમારી સાથે છે. તમારે પ્રયત્ન તો કરવો જોઈએ ને!'

મહંત સ્વામી જેવા પ્રતાપી સંતના વચનમાં વિશ્વાસ રાખીને વશરામભાઈ તો શ્રીજી મહારાજને સંભારતા સંભારતા દરબાર પાસે આવ્યા એટલે દરબારે પૂછ્યું, 'કેમ વશરામ ભગત! તમારે પણ જમીન લેવી છે કે શું? જો લેવી હોય તો બોલો હમણાં અપાવી દઉં.'

વશરામ ભગતને શ્રીજી મહારાજનો સંકેત સમજાયો એટલે બે હાથ જોડીને વિનંતીના ભાવમાં બોલ્યા, 'બાપુ જમીન તો ઘણીય લેવી છે પણ મારી પાસે તો રાતુ કાવડિયું પણ નથી એટલે આપની પાસે કેમ જમીનની માગણી કરવી?'

'અરે ભગત! તમારા પૈસા ક્યાં ખોટા થવાના છે!! પૈસા થાય ત્યારે આપી દેજો અને એ પણ હસેથી આપજો બસ!' ગામધણી બાપુના દિલમાં જાણે દયા ઊભરાણી હોય તેમ બોલી ગયા.

દરબારમાં આવેલું પરિવર્તન જોઈને ત્યાં હરાજીમાં ઉભેલા બધા નવાઈ પામી ગયા. વશરામ ભગતે મહંત સ્વામીનો ઉપકાર સમજીને આ મળેલી તકને વધાવી લીધી અને પોતાને જોઈતી જમીન મેળવી લીધી.

હરખાતા હૈયે વશરામભાઈ મંદિરમાં આવ્યા અને મહંત સ્વામીના ચરણમાં ઢળી પડ્યા. સ્વામીને બધી વાત કરી કે 'મહારાજની દયાથી જોઈતી હતી એવી જમીન મળી ગઈ છે. તે પણ જાણે મફતમાં મળી છે. હાલ પૈસા ભરવા પડ્યા નથી, હપ્તેથી ભરવાના ઠેરાવ્યા છે. સ્વામી! તમે દયા કરી એટલે દરબાર બદલી ગયા!'

મહંત સ્વામી મહારાજને સંભારીને કહેવા લાગ્યા, 'જુઓ ભગવાનની કૃપાથી રોટલો રળવાનું સાધન મલ્યું છે એટલે હવે ખૂબ મહેનત કરજો અને સાથે સાથે ભજન-ભક્તિનું બળ રાખજો.'

અણિયાળા ગામમાં આજે પણ વશરામભાઈના પરિવારજનો ભીખાભાઈ, પાંચાભાઈ વગેરે મહંત સ્વામીના અનગણ ઉપકારોનું સ્મરણ કરીને ધન્યતા અનુભવે છે.

## અમરાપર ગામમાં કૃપાવર્ષા

એક વખત મહંત સ્વામી અમરાપર પધાર્યા.

હરિભક્તોએ સ્વામીને વિનંતી કરી, 'સ્વામી! પાણીની બહુ ખેંચ રહે છે. સંતો પધારે ત્યારે ખૂબ અગવડતા ભોગવવી પડે છે. મંદિરમાં આપ કહો તે જગ્યાએ ડંકી (હેન્ડ પંપ) નાખવાનો વિચાર છે.'

મહંત સ્વામીએ હરિભક્તોની વિનંતીને શ્રીજી મહારાજ સમક્ષ રાખી અને મંદિરમાં ડંકી નાખવાની જગ્યા બતાવીને કહ્યું, 'અહીં ડંકી નાખો, ભગવાન પાણી દેશે.'

મહંત સ્વામીના કહેવાથી હરિભક્તોએ એ જ જગ્યાએ દાર નખાવ્યો અને ફક્ત ૩૦ ફૂટ જતા ખૂબ પાણી આવ્યું. મંદિરમાં પાણીની મુશ્કેલી મટી ગઈ. દુષ્કાળના સમયે પણ મંદિરની ડંકીમાંથી પાણી ખૂટતું નહિં. તેથી ગામલોકોને પણ આ પાણીનો લાભ મળતો હતો.

આ જ ગામના શેઠ રામજીભાઈના વહેવારની વિટંબણા મહંત સ્વામીએ શ્રીજી મહારાજને પ્રાર્થના કરીને દૂર કરી હતી અને વ્યવહારે સુખીયા કર્યા હતા તેથી મહંત સ્વામીના પ્રતાપની વાતો ગામોગામ થતી રહેલી.

એકવાર આ શેઠ રામજીભાઈએ મહંત સ્વામીને પ્રાર્થના કરી કે 'તમે મને તો સુખીયો કર્યો, હવે આ કાનજીભાઈ અને રામજીભાઈને પણ વહેવારમાં ખૂબ જ મુશ્કેલી છે. આપ દયાળુ દયા કરો તો એ સારા હરિભક્ત છે, તે સુખીયા થાય.'

આ સાંભળીને સ્વામીએ કહ્યું, 'જે ઉપજ આવે એમાંથી ભગવાનનો ભાગ કાઢતા જાવ તો ભગવાન ખૂબ સારું કરશે.'

આ સંતવર્યના વચનમાં વિશ્વાસ રાખીને આ હરિભક્તે ભગવાનનો ભાગ (દશમો-વીસમો) મંદિરમાં આપવાનું શરૂ કર્યું ત્યારથી એમનો વ્યવહાર સુધરતો ગયો. ધીમે ધીમે જાણે પ્રારબ્ધ બદલી ગયું હોય તેમ ખૂબ જ સુખીયા થયા.

શ્રીજી મહારાજ સંતના વચને કેવી કૃપા કરે છે તેનો અનુભવ કાનજીભાઈ અને રામજીભાઈના પરિવારને થયો. બધા ખૂબ સારો સત્સંગ કરતા અને નિયમ ધર્મનું ચુસ્તતાથી પાલન કરતા.

મહંત સ્વામીના કૃપાપાત્ર આ કાનજીભાઈને અંતકાળે શ્રીજી મહારાજે પ્રત્યક્ષ દર્શન આપેલા અને અગાઉથી બધાને જાણ કરીને આ લોક-પરલોકમાં પરમ સુખીયા થયાના દૃષ્ટાંતો હજુ પણ લોકોના મુખે સંભળાય છે.

## મૂળજી ભગતની એકાંતિક સ્થિતિ

જે ગામમાં મહંત સ્વામી પધારે એ ગામના હરિભક્તો રાજી થઈ જાય, કારણ કે આ સંતવર્યના પગલે દુ:ખડા દૂર ભાગી જાય અને સુખના સૂરજ ઉગે; એટલું જ નહિ મહંત સ્વામીના પ્રતાપે અન્ય ગ્રામજનો પણ સત્સંગી બને આ રીતે સ્વામીનું સત્સંગ વિચરણ સદાય મંગલકારી બની રહેતું.

એક સમયે મહંત સ્વામી ગુંદાસરા પધારેલા. આપણા પુરાણી સ્વામી પ્રેમપ્રકાશદાસજી સ્વામી સાથે હતા. પુરાણી સ્વામીની રસભરી સત્સંગની વાતોથી અને મહંત સ્વામીના સમાગમથી આ ગુંદાસરા ગામમાં સત્સંગનો રંગ ચડ્યો અને ઘણા નવા હરિભક્તો થયા.

મૂળજીભાઈ ઠુંમર નામના આ ગામના ભાવિક મહંત સ્વામીના દર્શનથી પ્રભાવિત થયા. સત્સંગની વાતો અને સ્વામીનો પ્રતાપ નિહાળીને મૂળજીભાઈએ માનત સ્વામી પાસેથી કંઠી ધારણ કરીને સત્સંગના વર્તમાન ધારણ કર્યા.

આ નવા હરિભક્ત સ્વામીની કૃપાથી ખૂબ જ થોડા સમયમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિયુક્ત જીવન

અપનાવી એકાંતિક ભક્તરાજ બન્યા, જેને આપણે ગુંદાસરાના મૂળજી ભગત તરીકે ઓળખીએ છીએ.

આ મૂળજી ભગત શ્રીજીમહારાજની મૂર્તિમાં અખંડ વૃત્તિ રાખવાના અવનવા પ્રયોગો કરતા. સંસાર વ્યવહારમાં રહીને પણ જનક રાજાની પેઠે જળકમળવત્ સ્થિતિ ધારણ કરીને એકાંતિકપણાને પામ્યા. આ ભક્તરાજ કાયમ માનત સ્વામીને યાદ કરતા અને ગુરુકુલના સંતો ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ અને પુરાણી સ્વામી તેમજ જોગી સ્વામીના યોગમાં રહીને અખંડ ભગવાનનું ભજન કરતા રહેતા.

ગુંદાસરા ગામના સત્સંગમાં માનત સ્વામીનો મહિમા અને મૂળજી ભગતનો પણ મહિમા જોવા મળતો. જેથી આ ગામમાં ખૂબ જ ભક્તિભાવપૂર્ણ સત્સંગનો રંગ આજ દિવસ સુધી ચડતો ને ચડતો જ રહ્યો છે.

## ભૂતને ભગાડ્યું

ગુંદાસરા ગામના હરિભક્ત કરશનભાઈ બારસિયાને માનત સ્વામીની ખૂબ કૃપા પ્રાપ્ત થયેલી. એમની વાડીમાં એક જન (ભૂત)ની ભારે રંજાડ હતી. જ્યારે કરશનભાઈ કૂવામાંથી પાણી ખેંચવા માટે કોસ ચલાવતા હોય ત્યારે કૂવામાંથી ભરેલો કોસ જન ખેંચી રાખે એટલે બળદ ગમે તેટલું બળ કરે પણ પાણી ભરેલો કોસ બહાર લાવી શકે નહિં. કરશનભાઈ કૂવામાં અંદર જુએ તો કાંઈ દેખાય નહિં અને કોસ કૂવાની ભેખડમાં પણ ક્યાંય અટવાયો હોય નહિં. આમ વારંવાર કરશનભાઈને ગુપ્ત રીતે આ ભૂત હેરાન કર્યા કરે.

એક વખત માનત સ્વામી ગુંદાસરા ગામે પધાર્યા ત્યારે કરશનભાઈએ આ જનની હેરાનગતિની વાત કરી અને દયાળુ સંતને વિનંતી કરી કે 'સ્વામી! આપ કંઈક કરો તો મારું દુઃખ દૂર થાય.'

માનત સ્વામીએ કહ્યું, 'આજે બપોર પછી અમે તમારી વાડીએ આવીશું. તમે કોસ હાંકજો પછી હું જોઈ લઈશ એ ભૂતડાને!'

સ્વામીના આવા વચનોથી જ કરશનભાઈ રાજી રાજી થઈ ગયા. આખા ગુંદાસરા ગામમાં આ ભૂતની વાતો ચાલતી હતી અને આજે માનત સ્વામી એ ભૂતડાને પાઠ ભણાવવાના છે; એ સમાચાર જાણીને ઘણા લોકો કરશનભાઈની વાડીએ ભેગા થઈ ગયા.

માનત સ્વામી વાડીમાં પધાર્યા. એક વૃક્ષ નીચે ઠાકોરજીને પધરાવ્યા. માનસી પૂજા કરીને થોડી વાર માળા કરી પછી કરશનભાઈને કહ્યું, 'હવે તમે કોસ જોડો.' સ્વામીની આજ્ઞાથી કરશનભાઈએ કોસ જોડ્યો અને કૂવામાંથી પાણી ભરેલો કોસ બળદિયા ખેંચવા લાગ્યા પણ ખેંચી ન શક્યા. કોઈકે કોસ અંદરથી બરાબર પકડી રાખ્યો હોય તેમ બન્ને બળદ અને કરશનભાઈ વાડીના થાળામાં ટીંગાઈ રહ્યા.

આવું દૃશ્ય જોઈને સ્વામી એકદમ ઉભા થયા અને કોસનું વરત (દોરડું) પકડીને એક જોરદાર આંચકો માર્યો અને કરશનભાઈને કહ્યું, 'લે હવે બળદને હાંક્ય.'

પટેલે હાકલો કર્યો એટલે બળદે કોસ ખેંચી લીધો અને થાળામાં પાણી ઠલવાયું.

થળામાંથી એ જ કૂવાનું પાણી લોટામાં ભરીને માનત સ્વામી સ્વામિનારાયણ.. સ્વામિનારાયણ... બોલતા બોલતા કૂવામાં છાટવા લાગ્યા અને બોલ્યા 'એય માળા પાપ! ભાગ અહીથી, ભાગ. માળા ગરીબ હરિભગતને હેરાન કરે છે, કાયમ માટે ભાગી જા!! જો પાછો આવ્યો તો તારી વાતછે.'

સ્વામીના જળછંટકાવ અને નિર્ભય વચનોથી એ જન(ભૂત) ભાગી ગયો અને કરશનભાઈને કાયમ માટે શાંતિ થઈ ગઈ.

## આ બાવલાને આજે મંદિરમાં સૂવાડી રાખજો

ગુંદાસરા ગામના આ કરશનભાઈનો નાનો દીકરો બાવલો દિવસ રાત રડ્યા કરતો. કંઈ ખાય નહિં, પીવે નહિં, બસ રડ્યા જ કરે. ગૃહસ્થને આવી સંતાનોની પીડા અનેક શંકાઓ ઉપજાવે પણ જેને માનત સ્વામી જેવા સંતનો સંગાથ હોય તેને શું ચિંતા?

કરશનભાઈએ માનત સ્વામીને આ બાવલાના રાત-દિવસના રુદન અંગે વાત કરી એટલે સ્વામીએ સાંજે બાવલાને મંદિરે લાવવા જણાવ્યું.

સાયંકાળે નાના દીકરાને લઈને કરશનભાઈ મંદિરે આવ્યા. બાળકનું રડવાનું સતત ચાલુ હતું. માનત સ્વામીએ બાવલાના શરીરે હાથ ફેરવ્યો અને સ્વામિનારાયણ.. સ્વામિનારાયણ... ભજન કરવા લાગ્યા.

રાત્રે નિયમ ચેષ્ટા પૂરા થયા પછી માનત સ્વામીએ

કહ્યું, 'આજની રાત આ બાવલાને અહિં મંદિરમાં જ તમારી સાથે સુવાડી રાખજો, ઘેર ન લઈ જતા.'

રાત્રે બધા સૂઈ ગયા. માનત સ્વામીએ હાથમાં માળા લીધી અને પ્રભુ પ્રાર્થનામાં લીન બની ગયા. બાળક રડતું ધીમે ધીમે બંધ થયું અને એ પણ શાંતિથી સૂઈ ગયો. સ્વામીએ વહેલી સવારેના ચાર વાગ્યા સુધી માળા કરી અને પ્રાર્થના કરી પછી કરશનભાઈને જગાડ્યા અને કહ્યું, 'હવે આ બાવલો નહિં રડે, જાવ હવે ઘેર લઇ જાવ!' એમ કહીને પોતે નહાવા માટે પધાર્યા.

સંતો બધા પૂજાપાઠથી પરવાર્યા ત્યારે કરશનભાઈ પોતાના ઘેરથી દૂધનો લોટો ભરીને ઠાકોરજી માટે લાવ્યા અને માનત સ્વામી પાસે બેઠા.

સ્વામીએ ધીમેથી કરશનભાઈને કહ્યું, 'ગઈ રાતે તારા બાવલાને જો મંદિરમાં ન સૂવાડ્યો હોત તો પેલો જન (ભૂત) તેને ઉપાડી જવાનો હતો. આ વાત સાંભળીને કરશનભાઈ માનત સ્વામીના ચરણોમાં ઢળી પડ્યા અને ગદ્‌ગદ્‌ થતા રડી પડ્યા.

## અહીં કૂવો ગાળ્ય, ભગવાન પાણી આપશે

એક દિવસ ગુંદાસરામાં માનત સ્વામી બિરાજેલા. ત્યારે માધાભાઈ બારસિયાએ વ્યથિત હૃદયે સ્વામી સમક્ષ પ્રાર્થના કરતાં કહ્યું, 'સ્વામી! ઘણી મહેનત કરીને કૂવો તો ગાળ્યો પણ પાણી ન થયું. હવે તમે કંઇક કૃપા કરો અને પધારો તો પાણી થાય. '

માનત સ્વામી કહે, 'આજે ઠાકોરજી જગાડ્યા પછી તમારી વાડીએ આવીશું અને ભગવાન સુઝાડશે એમ કરીશું.'

ગામના મંદિરમાં ઠાકોરજી જાગ્યા પછી સંતો નહાવા જવા તૈયાર થયા. થોડીવાર માનત સ્વામી ઠાકોરજીની પ્રતિમા સામે ઊભા રહ્યા અને પ્રાર્થના કરી લીધી.

એક હરિભક્તાની સાથે બાજુનીવાડીમાં સ્નાન કરીને બધા સંતો માધાભાઈના કૂવા પાસે આવ્યા. માનત સ્વામી એ ગાળેલા કૂવામાં નજર કરી, પછી આજુબાજુ જોઈને કહ્યું, 'માધા! અહીં કૂવો ગાળ્ય તો ભગવાન જરુર પાણી આપશે એમ મને લાગે છે.'

માધાભાઈ કહે, 'ભલે સ્વામી! પણ આ તો બેય નજીક નજીક છે. ત્યાં પાણી નથી થયું તો આટલું નજીકમાં તો ક્યાંથી થાય?'

'તારે દૂરનું કે નજીકનું શું કામ છે? તું તારે શ્રદ્ધા રાખીને ગાળવા મંડ્યને' સ્વામીએ કહ્યું.

માધાભાઈ માનત સ્વામીના વચનમાં શ્રદ્ધા રાખીને કૂવો ગાળવા માંડ્યા. થોડા દિવસમાં ખૂબ પાણીની સરો વહેવા માંડી. કૂવામાં ખૂબ પાણી ભરાયું ત્યારે માધાભાઈ અને ગામલોકોને માનત સ્વામીનો અપાર મહિમા સમજાયો. સંત પુરુષોના સંકલ્પમાં ભગવાન શ્રીહરિ ભળે છે અને શ્રદ્ધાવાન ભાવિકજનો તેનો લાભ લઈ શકે છે.

## માનત સ્વામીના કૃપાપાત્ર શિષ્ય જોગી સ્વામી

માનત સ્વામી કૃષ્ણજીવનદાસજીના જીવન પ્રસંગો વાંચતા ગુરુકુલ દર્શનના વાચકો અને જોગીસ્વામી વિશે મહિમાભાવ ધરાવતા ભાવિકોને જોગી સ્વામીની જીવનગાથા પુસ્તકના પ્રસંગો યાદ આવી જશે; કારણ કે જેમણે જોગી સ્વામીનું જીવન ઘડતર કર્યું અને શ્રીજી મહારાજના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો એવા ગુરુના સમર્થ શિષ્ય એવા આપણા લાડીલા જોગી સ્વામી હરિપ્રકાશદાસજીના યોગમાં આવીને આપણે ધન્યભાગી થયા છીએ.

જોગીસ્વામીના સાધુ જીવનની ભાગવતી દીક્ષા સમયે સાધુ હરિપ્રકાશદાસજી નામ ધારણ કર્યું હતું. એમનો જન્મ પૂણ્યભૂમિ ભાદરામાં થયો હતો. મૂળ નામ

દેવજીભાઈ હતું. નાનપણથી જ દૈવી ગુણો ધરાવતા દેવજી ભગતમાં સેવાભાવના, ધર્મપાલન, સંતોમાં હેત અને અંતવૃત્તિ જેવા સદ્‌ગુણો સ્વાભાવિક હતા. ભાદરામાં પધારતા સંતોના સહવાસ અને સેવાથી ભર જુવાનીમાં સંસાર પ્રત્યે વૈરાગ્ય ઉપજતા તેઓ ગોંડલમાં માનત સ્વામી પાસે આવીને રહ્યા અને સ્વામીની આજ્ઞા પ્રમાણે મંદિરની ગાયોની સેવા કરતા, જૂના સંતો મુમુક્ષુની બરાબર કસોટી કરતા, ત્યારબાદ તેને ત્યાગાશ્રમની ભાગવતી દીક્ષા આપતા.

સતત છ મહિના સુધી મહિમાપૂર્વક ગાયોની સેવા કરી તેમની સરળતા, આજ્ઞાંકિતતા સાથે ત્યાગ-વૈરાગ્ય ભરેલી રુચિ જોઈને માનત સ્વામીએ જૂનાગઢ ખાતે શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજીએ યોજેલ ૨૧ દિવસના મહાવિષ્ણુયાગ પ્રસંગે આચાર્ય શ્રી આનંદ પ્રસાદજી મહારાજના શુભ હસ્તે દેવજી ભગતને ભાગવતી દીક્ષા આપીને સાધુ હરિપ્રકાશદાસજી એવું નામ પાડ્યું.

સાધુ થયા પછી માનત સ્વામીની અનુવૃત્તિમાં રહીને ખૂબ મહિમાભાવથી સેવા કરતા રહ્યા. પોતાના ગુરુના પગલે સેવાની સાથે ભજનનું જબરું તાન રાખતા. દેહ કે મનના ભાવો ભજનમાં અને સેવામાં નડે નહિં એટલા માટે તપ કર્યા કરતા. તપ-ત્યાગની ખુમારી અને શ્રીજી મહારાજના સ્વરૂપમાં સદાય વળગેલા રહેતા સાધુ પરિપ્રકાશદાસજીને ખાવા-પીવા કે એશ-આરામમાં બિલકુલ રસ રહેતો નહિં અને માનત સ્વામીએ પોતે એના ખાવા-પીવાની ખબર રાખવી પડતી, તેથી એમના તપોમય જીવનથી પ્રભાવિત થઈને માનત સ્વામી તેમને 'જોગી' કહીને બોલાવતા. સભામાં કથા સમયે, સેવાના સમયે કે કોઈ સંતો-હરિભક્તો આવ્યા હોય ત્યારે માનત સ્વામી બોલી ઉઠતા 'આ તો અમારા જોગી છે જોગી!'

આ રીતે સ્વામી હરિપ્રકાશદાસજી સ્વામી જોગી સ્વામી તરીકે ઓળખાવા લાગ્યા.

જોગી સ્વામીમાં એમના ગુરુ માનત સ્વામીના જીવનની છટા જોવા મળતી. માનત સ્વામીની રીતભાત, ભજન-સ્મરણ, વ્રત-ઉપવાસ, તપ-ત્યાગ-વૈરાગ્ય અને સંત હૃદયનો અતિ દયાળુ સ્વભાવ જોગી સ્વામીમાં સૌએ અનુભવ્યો છે. ડગલે ને પગલે દીન દુખિયાની સેવા કરવામાં જોગી સ્વામી સદાય તત્પર રહેતા અને પોતે હંમેશા ભજન-સ્મરણમાં તલ્લીન રહેતા તેથી તેઓ અખંડ ભગવદ્ પરાયણ જોગી સ્વામી તરીકે પ્રસિદ્ધિ પામ્યા. એટલું જ નહિં પરંતુ આજે એમના ભજન સભર જીવનની સુવાસ સમગ્ર સંસારમાં પ્રસરી રહી છે.

માનત સ્વામીએ અક્ષરધામમાં જતા પહેલાં જોગી સ્વામીને કહેલું, 'તું કુળમાં રહેજે, અર્થાત્ ગુરુકુળમાં રહેજે.' એવી ભલામણ યાદ રાખીને જોગી સ્વામી પોતાના ગુરુના અક્ષરવાસ પછી ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી દ્વારા સંસ્થાપિત રાજકોટ ગુરુકુલમાં રહ્યા હતા.

આજીવન ગુરુકુલમાં રહીને અનેક જીવોને મોક્ષ માર્ગે ચાલવાની પ્રેરણા આપી અને સમગ્ર સત્સંગમાં ઉજ્જવળ સાધુ જીવનનો આદર્શ સ્થાપિત કરી ગયા. જેની પવિત્ર સ્મૃતિમાં આપણે સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉજવી રહ્યા છીએ.

## સંત કૃપાથી સદ્‌ગુણ આવે

મહંત સ્વામીના બીજા શિષ્ય ગવૈયા સ્વામી ગોવિંદપ્રકાશદાસજી હતા. જેમણે પોતાના ગુરુ મહંત સ્વામીની સ્મૃતિમાં એક વિસ્તૃત ગ્રંથ 'મહંત સ્વામી સ્મૃતિ ગ્રંથ'નું સંપાદન કરેલું. આ ગ્રંથમાં મહંત સ્વામીના જીવન અને પ્રતાપના વિવિધ પ્રસંગો સહિત વિશાળ સત્સંગની વૈવિધ્યપૂર્ણ વાતોનું સંપાદન કરેલું છે.

આ ગુરુકુલ દર્શનના અંકનું સંપાદનકાર્ય પણ એ સ્મૃતિગ્રંથના આધારે જ કરેલું છે જેની અહીં સાભાર નોંધ લઈએ છીએ.

આ ગોવિંદપ્રસાદદાસજી સ્વામી મહદ્ અંશે જૂનાગઢમાં રહેતા. તેમણે મહંત સ્વામી સ્મૃતિગ્રથમાં પોતાના અનુભવની વાત લખેલી છે. જે આપણે તેમના જ શબ્દોમાં...

અમારા ગુરુ મહંત સ્વામી ગોંડલમાં એક વખત અચાનક માંદા પડી ગયા. સભા મંડપના પાછળના ભાગમાં એમને રાખવામાં આવ્યા હતા. થોડા દિવસ મંદવાડ લંબાયો એટલે મને થયું કે સ્વામીને કંઈક થઈ જશે તો હું શું કરીશ? આમ ભય લાગવા માંડ્યો. મારી નાની ઉંમર એટલે આંખમાં આંસુ આવી ગયાં. એથી સ્વામીએ મારી સામે જોઈને કહ્યું, 'આમ દિલગીર કેમ થાશ?' ત્યારે મેં કહ્યું, 'સ્વામી! મારું શું થશે? મને તો કાંઈ આવડતું નથી.'

આટલું બોલતાં તો હું રડી પડ્યો. આથી સ્વામીએ મને આશ્વાસન આપ્યું અને કહેવા લાગ્યા, 'માળા! હું તને ઘણી વાર કહેતો કે તું કંઈ શીખ, તને આગળ કામ આવશે પણ તું કંઈ જ શીખ્યો નહિં.'

'સ્વામી! આપના કહેવાથી હું શીખું છું અને વાંચુ છું

પણ મને કાંઈ યાદ રહેતું નથી. વળી કીર્તન બોલતા કે ભગવાનની વાતો કરતાય ફાવતું નથી.'

મહંત સ્વામી ફરી કહેવા લાગ્યા, 'માળા! આમ હિંમત હારી ન જવાય. શીખવા માંડીશ તો ધીરે ધીરે ભગવાનની કૃપાથી બધું આવડી જશે પણ થોડો દાખડો કરવો પડે. આળસુ થઈને બેસી રહેવાથી કાંઇ ન થાય.'

આમ ગુરુવર્યે મને ધીરજ આપી અને સાથે સાથે અંતરના આશીષ તેમજ કર્તવ્યપાલન કરવાની પ્રેરણા આપી. પછી તો ગુરુવર્યનો મંદવાડ જતો રહ્યો ને ત્યારપછી પંદર વર્ષ એમની સાથે રહેવાનો અલભ્ય લાભ મળ્યો. એમની સેવા કરી.

આજે મારા ગુરુ મહંત સ્વામીના આગ્રહથી મેં નવું નવું શીખવાનો અને બોલવાનો પ્રયત્ન કર્યો અને તેમની હયાતી દરમિયાન જ કીર્તનો બોલવાની અને ભગવાનની વાતો કરવાની ટેવ પાડી. પરિણામે ધીમે ધીમે બધું આવડવા માંડ્યું. આ બધું એ સંતવર્યના રાજીપાના કારણે થતું હતું.

આજે હું એમના અનુગ્રહને યાદ કરું છું ત્યારે મારું અંતર ભાવવિભોર બની જાય છે. હું મનમાં ધન્યતા અનુભવું છું કે મને આવા ભગવાન જેવા ગુરુની થોડી ઘણી સેવા મળી. એમના સાન્નિધ્યમાં રહેવા મળ્યું. આજે સ્વામીના ઉપકારો યાદ કરીને અંતરમાં આનંદ અનુભવાય છે અને એમના આશીર્વાદના પ્રતાપે જ આ સાધુ જીવનમાં મારી અનેક વિક્ષેપોથી રક્ષા થઈ છે.

આમ ગવૈયા સ્વામીએ પોતાના ગુરુના અનંત ઉપકારોનું સ્મરણ કરીને 'સંતકૃપાએ સુખ ઉપજે, સંતકૃપાથી સદ્‌ગુણ' જેવી સંત મહિમાની પંક્તિઓનો પોતાના જીવનમાં સાક્ષાત્ અનુભવ કર્યો હતો.

## ગોંડલ મંદિરમાં હવેલીનો જીર્ણોદ્ધાર

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી જૂનાગઢ મંદિરના મહંતપદેથી નિવૃત્ત થયા પછી ગોંડલ પધાર્યા. આ સાલ સંવત્ ૧૯૮૫માં ગોંડલના મહંત તરીકે માનત સ્વામી સેવા બજાવતા હતા. સ્વામી નારાયણદાસજી ગોંડલ પધાર્યા એટલે સૌ હરિભક્તો અને માનત સ્વામી સહિત બધા સંતો ખૂબ રાજી થયા.

એક વખત ગોંડલના આગેવાન હરિભક્તો અને માનત સ્વામીએ નારાયણદાસજી સ્વામીને વિનંતી કરી કે 'સ્વામી! આપ દયા કરીને આ જૂની થયેલી ધર્મશાળા અને સભામંડપનો જીર્ણોદ્ધાર કરાવી આપો તો સારું. એમાં બહુ ધ્યાન પડતું નથી.'

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી અનુભવી સંત હતા; તેથી બધાને તેમના અનુભવનો લાભ મળતો. માનત સ્વામી અને હરિભક્તોની વાત સાંભળીને સ્વામી હસ્યા અને બોલ્યા,'તમારી વાત સાચી છે, પણ ધર્મશાળાને સભામંડપના જીર્ણોદ્ધાર માટે તમારી પાસે રકમ કેટલી છે?'

'મંદિરમાં થોડી સિલક છે અને બાકીની આ હરિભક્તો સેવા કરીને પૂરી કરી દેશે.' મહંત સ્વામીએ સ્પષ્ટતા કરી.

નારાયણદાસજી સ્વામી માનત સ્વામીની સાચી સાધુતા, તપ, ત્યાગ અને સેવાભાવનાથી એમની ઉપર ખૂબ રાજી થયા હતા; એટલે પોતે છ મહિના સુધી ગોંડલ રોકાય અને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ બંધાવેલી ધર્મશાળા તેની મૂળ જગ્યાએ જળવાઈ રહે એ રીતે નવેસરથી આખી ધર્મશાળા બાંધી અને સુંદર સગવડતાવાળો સભામંડપ બંધાવ્યો.

ઠાકોરજી માટે આરસનું સુંદર સિંહાસન બનાવ્યું. લાદી ચોડાવી તથા રંગકામ કરાવીને સભામંડપમાં મૂર્તિપ્રતિષ્ઠા પણ કરાવી.

આમ મોટા સદ્‌ગુરુની મદદ લઈને માનત સ્વામીએ ગોંડલ મંદિરની જૂની હવેલીનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને ગુણાતીતાનંદ સ્વામીની પ્રસાદીની હવેલી યથાવત જળવાઈ રહી તેથી સૌને આનંદ થયો.

## મહંત પદેથી મુક્તિ

માનત સ્વામી મોટા સંતોના વચન પાળવા માટે જ મંદિરોના વહીવટી સેવામાં જોડાયા હતા. પોતાની રુચિ તો ભજન, સેવા અને ગામડાંઓમાં વિચરણ કરવાની રહેતી. મંદિરનો વહીવટ કરવામાં ઘણાને રસ હોય તેમાં સૌના આશય અલગ અલગ હોય તો પણ જૂના સંતોની પરંપરામાં નિષ્ઠાપૂર્ણ સેવકભાવવાળા સંતોની પસંદગી થતા સૌ રાજી થતા તો પણ વ્યવહાર એ આખરે સમસ્યાઓનું કારખાનું બની જતો હોય; તેથી માનત

સ્વામી જેવા સંતને તેમાં ફાવતું નહિં.

ગોંડલ મંદિરમાં જ્યારે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી પધાર્યા અને જૂની હવેલીનો જીર્ણોદ્ધાર થઈ ગયો ત્યારે માનત સ્વામીએ નારાયણદાસજી સ્વામીને વિનંતી કરી કે 'સ્વામી! હવે આ બધું કામ પૂરું થઈ ગયું છે તો હમે મને અહીંથી છૂટો કરો તો સારું!!'

માનત સ્વામીનું આવું વચન સાંભળીને નારાયણદાસજી સ્વામી બોલ્યા, 'હમણાં એવું બોલશો નહિં, અમે તમને કહીએ ત્યારે જ તમે આ સેવા છોડજો, મહારાજ બધું સારું જ કરે છે.'

માનત સ્વામી કહે, 'સ્વામી! મને અહીં કોઈ સરખો જવાબ આપતું નથી, માટે તમે કહો તે દેશમાં ફરવા જઈએ. અહીં (ગોંડલમાં) ભલે મારા સ્થાને બીજા કોઈ સંત આવીને આ સેવા સંભાળે. અમે અહીં ઘણા વર્ષો સેવા કરી છે હવે ગામડાં ફરવા જઈએ.'

સ્વામી નારાયણદાસજી આ સંતની રુચિ સમજતા હતા તેથી થોડીવાર વિચારીને બોલ્યા, 'હું કહું તેમ કરો. હમણાં તો તમે અહીં જ રહો. કોઈ તમારી બદલી કરવાનું કહે ત્યારે તમારે એને કહેવું કે દેશ ફરવાની મહોરછાપ અને નામની વહી આપો એટલે બધો જ ચાર્જ સોંપી દઉં અને તમારા હાથમાં મોરછાપ ને વહી આવે ત્યાર પછી જ અહીંનો વહીવટ છોડજો.'

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીની ભલામણ સ્વીકારીને મહંત સ્વામી ગોંડલમાં જ રહ્યા અને નારાયણદાસજી સ્વામી જૂનાગઢ પધાર્યા. નારાયણદાસજીની વ્યવહારુ સમજણ દાદ માગી લે તેવી હતી. વર્ષોના અનુભવ અને મોટા સંતોની કૃપાથી સ્વામીનું ઘડતર અનોખી રીતે થયું હતું તેથી સારા સંતો વ્યવહારમાં સેવા આપે તો મંદિરના વહીવટ સારા રહે અને સત્સંગનો સારો વિકાસ થાય. પરંતુ એ સમયના જૂનાગઢના કોઠારીએ મહંત સ્વામીની ગોંડલમાંથી બદલી કરવાનું નક્કી કર્યું અને ગોંડલ મંદિરનો ચાર્જ લેવા વહીવટદારોને મહંત સ્વામી પાસે મોકલ્યા. તે સમયે સ્વામી નારાયણદાસજીની વ્યવહારુ ભલામણ અનુસાર મહંત સ્વામી દેશ ફેરવણીની મોરછાપ અને નામની વહી આપવા કહ્યું પરંતુ વહીવટદાર પાસે નહોતી તેથી ગોંડલથી મહંત સ્વામીની બદલી બંધ રહી.

ત્યારબાદ કેટલાક સમય પછી વડતાલથી જૂનાગઢ મંદિરના કોઠારી તરીકે પાર્ષદ ગોવિંદ ભગતની નિમણૂંક થઈ અને તેણે મહંત સ્વામીને કુંકાવાવ દેશ ફરવાની મહોરછાપ અને વહી આપીને બદલી કરી. મહંત સ્વામીને તો આ ગમતું જ હતું તેથી તેઓ ગોંડલ મંદિરનો વહીવટ પુરાણી શ્રી પતિતપાવનદાસજીને સોંપીને સંતમંડળ સાથે ગામડાં ફરવા ગયા.

સાચા સંત વ્યવહારમાં ક્યાંય બંધાય નહિ, તેમજ ભગવાનના વચને અને મોટા સંતોની પ્રેરણાથી સત્‌પ્રવૃત્તિ કરવામાં આળસ પ્રમાદ પણ ન સેવે. પોતાને માટે કાંઈ ન જોઈએ પરંતુ મંદિર અને સત્સંગના વિકાસ માટે કાંઈ જરૂરી હોય તે બધી જ સગવડતાઓ બધા માટે કરાવી આપે. પ્રવૃત્તિ અને નિવૃત્તિનો મર્મ અંતરમાં બરાબર ઉતારીને આત્મતપાસ કરતા રહે અને જેમ વધારે શ્રીજી મહારાજની ઉપાસના અને સત્સંગ વૃદ્ધિ પામે એવા સદાય પ્રયત્નો કરતા રહે.

મહંત સ્વામી આવા નિઃસ્પૃહી છતાં સત્સંગ સેવાના અનુરાગી મહંત હતા.

## ગુરુકુલની પ્રવૃત્તિને મંગલ આશીર્વાદ

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી જૂનાગઢ સ્વામિનારાયણ મંદિરના મહંતપદે હતા ત્યારે તેમણે સંવત્ ૨૦૦૧ની સાલમાં ૨૧ દિવસનો મહાવિષ્ણુયાગ કરાવ્યો. શ્રી રાધારમણદેવના સાન્નિધ્યમાં શ્રીહરિ પ્રસન્નતાર્થે યોજાયેલા આ અપૂર્વ મહોત્સવના યજમાન તરીકે મુંબઈ નિવાસી ગાંધીબંધુ પરિવારે જોડાઈને તન, મન, ધનથી સેવા કરી હતી.

આ મહોત્સવ પછી ગુરુદેવ મહંતપદેથી નિવૃત્તિ લઈને હિમાલયમાં બદ્રિનારાયણની પગપાળા યાત્રાએ પધાર્યા. લગભગ છ મહિનાની યાત્રા કર્યા પછી પૂજ્ય ગુરુદેવને સદ્‌વિદ્યા પ્રવર્તન માટે ગુરુકુલ પ્રવૃત્તિના વિચારો સ્ફૂરી આવ્યા.

મહંત સ્વામી પ્રત્યે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજને અપાર હેત હતું તેથી પગપાળા યાત્રાએ જતી વખતે આ સંતવર્યની આજ્ઞા લીધી હતી અને યાત્રાએથી પરત આવ્યા પછી ગુરુકુલના નૂતન વિચારોની જાણ કરવા માટે તેઓએ પૂજ્ય મહંત સ્વામીને વીનવ્યા હતા.

ગુરુદેવ ઘણીવાર માનત સ્વામીને યાદ કરીને આ પ્રસંગનું વર્ણન કરતા. 'એ જૂના સાધુ! આજની બદલાયેલી પરિસ્થિતિનો વિચાર નો કરે પણ મારે મન માનત સ્વામીનો ભારે મહિમા; માનત સ્વામીને માખાવડના રસ્તે

મળ્યો, સ્વામી બળદગાડામાં માખાવડ જઈ રહ્યા હતા. ત્યાં રસ્તામાં એક બાજુ બેસાડીને મેં માનત સ્વામી આગળ આ ગુરુકુલ કરવાની વાત કરીને તેમનો રાજીપો મેળવવા વિનંતી કરી. એ ભલા સંતે મારી વાત માન્ય રાખી અને મને આશીર્વાદ આપ્યા; પછી મેં આ ગુરુકુલની શરુઆત કરી.'

આ રીતે નવી પેઢીને સત્સંગના સંસ્કારોથી રંગવા માટે ગુરુકુલ નિર્માણના પાયાના સંકલ્પમાં મહંત સ્વામી શ્રી કૃષ્ણજીવનદાસજી સ્વામીના આશીર્વાદ ભળેલા છે.

આ મંગલ મહાયજ્ઞ માટે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ અને કવિવર શ્રી ત્રિભુવનભાઈ વ્યાસે રાજકોટમાં જમીન મેળવવાની તજવીજ કરી. આ બન્ને મહાપુરુષોના પુરુષાર્થમાં ભગવદ્કૃપા ભળી અને રાજકોટમાં ગોંડલ રોડ ઉપર વિશાળ જમીનનું સંપાદન થયું.

ભારતને આઝાદી મળી ચૂકી હતી. ભારતીય પ્રજાને તેના મૂળ વારસામાંથી જીવનની શિક્ષા-દીક્ષા મેળવવાના પ્રયાસોનો પ્રારંભ થઇ ચૂક્યો હતો. એ જ સમયે એટલે કે સંવત્ ૨૦૦૪, તા. ૧૧-૫-૧૯૪૮ના રોજ અક્ષય તૃતીયા (અખાત્રીજ)ના શુભ દિને કુમાર શ્રી પ્રદ્યુમ્નસિંહજીના હસ્તે ભૂમિપૂજન કરાવીને શાસ્ત્રીજી મહારાજે પ્રભુપરાયણ પરબ્રહ્મનિષ્ઠ આ સંતવર્ય મહંત સ્વામી કૃષ્ણજીવનદાસજીના શુભ હસ્તે ગુરુકુલના પ્રારંભની ઈમારતનો શિલારોપણ વિધિ કરાવ્યો હતો.

મહંત સ્વામીના અંતરમાં શાસ્ત્રીજી મહારાજ પ્રત્યે અપાર હેત હતું અને આ ભણેલા ગણેલા સાધુ સત્સંગની જે પ્રવૃત્તિ કરશે તેનાથી અનેક જીવોના કલ્યાણ થશે એવી ભાવનાથી પ્રેરાયેલા આ સંતવર્યે ગુરુકુલની સદ્‌વિદ્યા પ્રવર્તનની પ્રવૃત્તિને મંગલ આશીર્વાદ આપ્યા હતા.

શિલારોપણવિધિ પછી એક મહિનામાં જેઠ સુદ દશમ, તા. ૧૬-૬-૧૯૪૮ના શુભદિને ભાડાનાં મકાનમાં સાત વિદ્યાર્થીઓને પ્રવેશ આપીને ગુરુકુલની પ્રવૃત્તિનો પ્રારંભ થયો અને ગુરુકુલનું પ્રથમ મકાન તૈયાર થયું ત્યારે શરદપૂર્ણિમા, તારીખ ૧૮-૧૦-૧૯૪૮ના શુભ દિને વિદ્યાર્થીઓએ પુરાણી શ્રી પ્રેમપ્રકાશદાસજી સ્વામીના માર્ગદર્શન મુજબ ગુરુકુલના મકાનમાં રહેવાનો પ્રારંભ કર્યો અને એ જ દિવસે પૂજ્ય મહંત સ્વામીની ઉપસ્થિતિમાં ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે છાત્રાલયની મુખ્ય ઈમારતના પાયાનો શિલારોપણ વિધિ કર્યો હતો અને એ વખતે પણ મહંત સ્વામીના શુભાશીર્વાદ મળ્યા હતા.

સ્વામિનારાયણ ભગવાને પ્રસ્થાપિત કરેલી પરમહંસ પરંપરાના સંતો સમયની સાથે ચાલે છે. આ સંતોના અંતરમાં કલ્યાણકારી વિચારો અને બહુજન હિતાય બહુજન સુખાય આયોજનો હંમેશા આવકાર્ય રહ્યા છે, તેથી જ સંપ્રદાયનો બહોળો પ્રચાર-પ્રસાર થયો છે.

સદ્‌ગુરુ નિષ્કુળાનંદ સ્વામીએ તેથી જ ભક્તચિંતામણિમાં સંત ગુણોની વિશેષતા જણાવતા લખ્યું છે, 'ડાહ્યા જાણે કાળ વળી દેશ, એવા સંતને નામું હું શીશ.'

સંત પોતાના સાધના સભર જીવનમૂલ્યોને જાળવીને અનેક જીવોના કલ્યાણ માટે સેવા પ્રવૃત્તિઓ કરતા રહે છે. મંદિરોના વિકાસ માનવ કલ્યાણ માટે છે. સંસ્થાઓના આયોજનો શ્રેષ્ઠ જીવન ઘડતર માટે છે. તેથી જ માનત સ્વામી જેવા મહાન સંતો આજીવન સેવા પ્રવૃત્તિઓ કરતા રહીને અનેકના જીવનમાં સત્સંગનો પ્રકાશ પાથરી ગયા છે.

અહીં માનત સ્વામીના જીવન અને કાર્યનો એક મર્મ વિચારણીય છે – જગતના જીવ કે જગત પ્રત્યે સાચાપણાની ભાવનાથી કાર્ય કરનારા મહાનુભાવ વ્યક્તિઓ અને ભગવાનના ભક્તની રીતભાત તદન જુદી છે, છતાં સમજણ ન હોય તો સત્પ્રવૃત્તિઓ કરી જગતનું કલ્યાણ કરનારા સંતો પ્રત્યે પણ મનુષ્યબુદ્ધિ થઇ જાય. જે મુક્તાનંદ સ્વામીએ એક પદમાં ગાયું છે

**મુક્તાનંદ કહે હરિ હરિજનની ગતિ છે ન્યારી,**

## અમરેલીમાં કાળને અટકાવી રાખ્યો

અમરેલીમાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ મંદિર બંધાવેલું. એ મંદિર જીર્ણ થઈ જતાં તેનો જીર્ણોદ્ધાર સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી ધર્મજીવનદાસજી સ્વામીએ કરાવ્યો. સાથે બહેનોના મંદિરની પણ સરસ યોજના કરી. મંદિરનો દરવાજો મોટો અને પહોળો કરાવી તેની આગળ શ્રી ગણપતિજી અને શ્રી હનુમાનજીની સુંદર પ્રતિમાઓ પધરાવી.

આ જીર્ણોદ્ધાર સહિતના નવનિર્માણ પૂર્ણ થતાં પાંચ દિવસના મહાવિષ્ણુયાગનું આયોજન ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે કર્યું. તેમાં સાથે સત્સંગિજીવનની પારાયણ પણ યોજાઈ હતી.

યજ્ઞશાળા તેમજ યજ્ઞકુંડો બનાવવા માટે મંદિરની અંદર જગ્યા ઓછી પડતી હતી તેથી દરવાજા બહાર યજ્ઞશાળાનું નિર્માણ થાય તો જ બધાને દર્શનની અનુકૂળતા રહે. હવે મંદિરની બહાર તો આખા ગામને નદીએ પાણી ભરવા જવાનો રસ્તો હતો. આખા અમરેલી ગામ માટે આ મુખ્યમાર્ગ હતો. એટલે રસ્તાની જગ્યા છોડીને યજ્ઞકુંડો રચવાનો વિચાર શાસ્ત્રીજી મહારાજે કર્યો.

આ કાર્યમાં ગમે ત્યારે વિઘ્ન આવી શકે એવી સંભાવના હતી, કારણ કે ગામમાં કોઇનું મરણ થાય ત્યારે તેને સ્મશાને લઇ જવાનો આ એક જ રસ્તો હતો. અમરેલી શહેર મોટું ગણાય, તેથી દરરોજ કોઇકનું મરણ થાય અને શબને લઇને ડાઘુઓ આ રસ્તેથી પસાર થતા. આજની જેમ ચારે બાજુ ચાલવાના રસ્તાઓ નહોતા.

કોઇની નનામી યજ્ઞશાળા પાસેથી પસાર થાય તો યજ્ઞ અપવિત્ર થઇ જાય તે શાસ્ત્રીજી મહારાજ માટે ચિંતાનો વિષય બન્યો. વૈદિક યજ્ઞ પવિત્રપણે સમ્પન્ન કરવા માટે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે પૂજ્ય મહંત સ્વામીને પ્રાર્થના કરી અને આ વિઘ્ન ન થાય એ માટે શું કરવું? તેની વાત કરી ત્યારે મહંત સ્વામીએ શ્રીજી મહારાજને સંભારીને કહ્યું કે 'શાસ્ત્રીજી ! તમે વિના સંકોચે એ જ જગ્યાએ યજ્ઞનો આરંભ કરો; મહારાજ કોઇ વિઘ્ન આવવા દેશે નહીં.'

વચનસિદ્ધ મહાપુરુષના વચનમાં ગુરુદેવને તો પરમ વિશ્વાસ હતો તેથી હાલ મંદિર બહાર ચોક છે ત્યાં જ વચ્ચે રસ્તો રાખીને યજ્ઞશાળાની રચના કરી, યજ્ઞકુંડો તૈયાર કરાવ્યા અને પવિત્ર ભૂદેવો પાસે વૈદિક વિધિથી પાંચ દિવસનો મહાવિષ્ણુયાગ કરાવ્યો.

જ્યારે છેલ્લા દિવસે આ મહાયાગ પૂરો થયો ત્યારે અમરેલી શહેરના નાના મોટા દેવસ્થાનોમાં યજ્ઞના પ્રસાદરૂપે સીધા સામાન મોકલ્યા. હરિભક્તો જુદા જુદા મંદિરોમાં પ્રસાદ વિતરણ કરતા હતા ત્યારે અમરેલી ગામના સ્મશાન પાસેના મહાદેવના મંદિરના પુજારીએ હરિભક્તને વાત કરી કે હું અહીં ઘણા વર્ષોથી રહું છું પણ તેમાં એક પણ દિવસ એવો નથી ગયો કે આ શહેરમાંથી એકાદ મૈયત (નનામી) ન નીકળ્યું હોય પણ આજે પાંચ પાંચ દિવસથી તમારો મહાયજ્ઞ ચાલતો હતો તેથી એકપણ મરણ આ ગામમાં થયું નથી. આ ખરેખર નવાઇ ભરેલી વાત છે. તમારા ભગવાનનો આ અદ્‌ભૂત પ્રતાપ છે. આ મહાયજ્ઞથી ગામમાં પણ સારું વાતાવરણ સર્જાયું છે.

આ વાત હરિભક્તોએ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજને કહી ત્યારે સહુને ખબર પડી કે મહાવિષ્ણુયાગ દરમિયાન ભગવાને કાળને પાંચ પાંચ દિવસ સુધી રોકી રાખ્યો હતો. આ માટે મહંત સ્વામીએ દરરોજ રાત્રે મહારાજ સમક્ષ બેસીને પ્રાર્થના કરતા રહી માળા ફેરવી હતી.

ભગવાન શ્રીહરિ પોતાના સંતોના સંકલ્પ પૂરા કરવા માટે કાળને પણ ઠેલી નાખે છે. તે પ્રત્યક્ષ અનુભવ આ યજ્ઞ દરમિયાન થયો અને આ મહાયજ્ઞ પૂર્ણ થયાના બીજા દિવસે આઠ દસ જનાજા અને નનામીઓ એક સાથે નીકળી હતી.

## ગુરુકુલ સાથેનો નાતો

રાજકોટ ગુરુકુલ થયું તે શરૂઆતના વર્ષોમાં માનત સ્વામીને રાજકોટ ખાતેના જૂના સ્વામિનારાયણ મંદિરમાં સત્સંગ વિચરણ અને સેવા કરવાનો વારો હતો.

સંવત્ ૨૦૦૭માં રાજકોટનો વારો પૂરો થયો અને જૂનાગઢ મંદિરના કોઠારી તરફથી માનત સ્વામીને ઉના પાસેના ટીંબી વગેરે ગામડાંઓ ફરવાનો આદેશ આવ્યો.

ઉના તરફ જતા પહેલાં માનત સ્વામી પોતાના સંતો સાથે રાજકોટની આજુબાજુના ગામડાંઓ- કાળીપાટ, માકાવડ, રાજસમઢિયાળા, કરપડડ, ખાંભા, કાંગસીયાળી, પારડી, રીબ, ગુંદાસરા, પડવલા વગેરે ગામડાંઓમાં જઇને હેતવાળા હરિભક્તોને કથાવાર્તાથી રાજી કર્યા. છેલ્લે માનત સ્વામી રાજકોટ ગુરુકલમાં રોકાયા.

ગુરુકુલમાં શાસ્ત્રીજી મહારાજની સાથે પુરાણી સ્વામી હરિપ્રકાશદાસજી, કોઠારી હરિજીવનદાસજી, સ્વામી નિરન્મુક્તદાસજી (મુગટ સ્વામી) પુરાણી ભગવદ્‌જીવનદાસજી સ્વામી અને પાર્ષદ નારાયણ ભગત હતા અને ખૂબ સેવા કરતા. આ બધાને માનત સ્વામી ઉપર ઘણું હેત હતું અને ખૂબ મહિમાથી માનત સ્વામીની સેવા કરતા.

હવે રાજકોટથી દૂર ઉના તરફ જવાનું હતું તેથી શાસ્ત્રીજી મહારાજ અને તેના સંતમંડળને છોડતા માનત

સ્વામી ઉદાસ જેવા થઈ ગયા હતા. તેથી એક દિવસ નાના સંતો આગળ માનત સ્વામી કહેવા લાગ્યા, 'હવે અમે દૂર દેશમાં ફરવા જઈએ છીએ એટલે હવે આપણે ભેગા થશું કે કેમ? એ તો ભગવાન જાણે! પણ તમે સારા સાધુઓ છો અને કાયમ સત્સંગમાં સાધુતાની રીત પ્રમાણે રહેજ્યો, શાસ્ત્રીજીની આજ્ઞામાં રહીને સેવા કરજ્યો.'

આવી ભલામણ કરી એટલે પુરાણી હરિપ્રસાદદાસજી બોલ્યા, 'સ્વામી હવે ભેળા નહિં થવાય એવું કેમ બોલો છો?

ત્યારે માનત સ્વામી થોડીવાર ગંભીર બની ગાય પછી બોલ્યા, 'ભગવાનની મરજી હોય તેમ થાય, અમને તો એમ દેખાય છે.'

જ્યારે પોતાના નાના ગુરુબંધુ શાસ્ત્રી ધર્મજીવનદાસજી સ્વામી મળવા આવ્યા ત્યારે માનત સ્વામી થોડા ગળગળા થઈ ગયા અને ઉદાસ બની ગયા.

માનત સ્વામીને શાસ્ત્રીજી સાથે રહેવાનું ગમતું અને તેમને ગુરુકુલમાં પોતાના સંતમંડળ સાથે રહેવાની ઈચ્છા હતી તેથી પોતાના શિષ્ય પૂજ્ય જોગીસ્વામીને પણ માનત સ્વામીને ભલામણ કરેલી કે 'તું ગુરુકુળમાં રહેજે.'

એ સમયમાં સંપ્રદાયની રીત પ્રમાણે સંતો મુખ્ય મંદિરના કોઠારીએ ટીંબી જવાનું કહેણ મોકલ્યું હોવાથી સ્વીકારી લીધું હતું. સ્વામી ગુરુકુલથી વિદાય થયા ત્યારે શાસ્ત્રીજી મહારાજે ભાવભરી વિદાય આપી હતી. પાર્ષદ નારાયણ ભગત બળદ ગાડું લઈને આ સંતોને જંક્શને ગાડીમાં બેસારવા ગયા હતા.

માનત સ્વામી સાથે એ સમયે તેમના શિષ્યો ગવૈયા ગોવિંદપ્રકાશદાસજી, જોગી સ્વામી હરિપ્રકાશદાસજી અને ત્રીજા ગુજરાતી સાધુ હરિપ્રસાદદાસજી પણ હતા.

રાજકોટ જંક્શનથી ગાડીમાં બેસીને સીધા ઉના પધાર્યા. દેવ-દિવાળી અને કાર્તિકી પૂનમ સુધી ઉનામાં રોકાયા ત્યાંથી ભગતના સમઢિયાળા ગયા ત્યાં એક અઠવાડિયું રોકાઈને હરિભક્તોને કથાવાર્તાથી ખૂબ રાજી કર્યા.

## ચાલો એ વાડીમાં નહાવા જઈએ

ઉના વિસ્તારમાં પધારેલા મહંત સ્વામી નાના સમઢિયાળા ગામે આવ્યા. આ ગામના ભાવિકજનો મહિમાવાળા હોવાથી સ્વામી થોડા દિવસ સુધી રોકાયા.

ગામના હરિભક્તો શ્રી લવા ભગત, પ્રાગજીભાઈ, જીવરાજભાઈ, રામજીભાઈ, બચુભાઈ, ભગવાનભાઈ, વશરામભાઈ, દેવજીભાઈ વગેરેએ મહંત સ્વામીના સમાગમનો ખૂબ લાભ લીધો.

એક વખત પુજારી લવાભગતે સ્વામીને કહ્યું, 'સ્વામી! આ હરિભાઈ તથા ત્રિકમ બન્ને સારા ભગત છે; પણ તેનો વ્યવહાર સાવ સાધારણ છે. તમે બન્ને ઉપર દયા કરો તો સુખિયા થાય. હમણાં એણે કૂવો ગાળ્યો પણ એમાં પાણી થયું નથી.'

આ સાંભળીને માનત સ્વામી રાજી થતા હોય એમ બોલ્યા, 'તો તો આજે આપણે ચાલો એમની વાડીમાં ના'વા જઈએ.' લવાભગત કહે 'અરે સ્વામી ! એની વાડીમાં તો પાણીનું ટીપુંય નથી, ત્યાં કેવી રીતે ન્હાવા જશો ?'

માનત સ્વામી કહે, 'તમે સાથે આવજો, આપણે એની વાડીમાં ના'શું.'

મંદિરમાં ઠાકોરજી જગાડ્યા પછી હરિભાઈ ગાડું જોડી લાવ્યા. તેમાં બેસી માનત સ્વામી સંતો અને કેટલાક હરિભક્તો હરિભાઈની વાડીએ આવ્યા.

માનત સ્વામી વાડીના થાળામાં ઊભા રહ્યા અને કૂવામાં નજર કરી, મનોમન મહારાજને પ્રાર્થના કરી પછી એ જ વાડીના થાળામાં ન્હાવા બેઠા અને બોલ્યા 'અહીં બાજુની વાડીમાંથી પાણીની ડોલ ભરી લાવો.'

સ્વામીની આજ્ઞા થતાં સેવક સંતો ઝડપથી ડોલ ઉટકીને બાજુની વાડીએથી પાણી ભરી લાવ્યા. માનત સ્વામીએ પોતાના ઠાકોરજી એ વાડીના થાળામાં પધરાવ્યા, ઠાકોરજીને અભિષેક કરાવ્યો, એક શ્રીફળ

વધેર્યું. ઠારોજીને નૈવેદ્ય ધરીને પ્રસાદીનું જળ કૂવામાં પધરાવ્યું. પછી પોતે એ પ્રસાદીના જળથી એ કૂવાના થાળામાં જ સ્નાન કર્યું અને હરિભાઇને કહ્યું, 'હવે આ વાડી થોડી વધારે ઊંડી ગાળજો, એટલે ખૂબ પાણી થશે.' એમ કહી વાડીમાં આંટો મારીને માનત સ્વામી સહિત બધા ગામમાં મંદિરે આવ્યા.

હરિભાઇએ થોડા દિવસ પછી કૂવાને ઊંડો ગાળવાનું શરૂ કર્યું. ત્યાં થોડે જ ઊંડેથી પાણી ખૂબ આવવા લાગ્યું. એટલું વધારે પાણી આવ્યું કે કૂવો આગળ ગાળવાનું શક્ય ન બન્યું. હાલ હજુ એ વાડીમાં પાણી ખૂટતું નથી. પછી તો માનત સ્વામી જ્યાં સુધી સમઢિયાળા રોકાયા ત્યાં સુધી દરરોજ એ વાડીમાં જ ન્હાવા પધારતા.

આ ગામના હરિભક્ત પ્રાગજીભાઈની વાડીમાં મૂળા ખૂબ સારા થતા. માનત સ્વામી મૂળાને જોઇને ખૂબ રાજી થતા અને મૂળાના વખાણ કરીને સૌને કહેતા કે 'માગશર મહિનામાં ઠાકોરજીને મૂળા ધરાવવા જોઇએ.'

સ્વામીને મૂળા ઉપર ખૂબ રુચિ રહેતી તેથી ઘણીવાર પોતે જાતે મૂળાને સમારી તેમાં થોડું મીઠું નાખીને ઠાકોરજીને બપોરે થાળમાં ધરાવતા. પૂજ્યપાદ જોગી સ્વામીના મુખેથી આ સમઢિયાળા ગામની ઘણી વાતો સાંભળવા મળેલી છે.

## હનુમાનજીએ માવઠાથી રક્ષા કરી

એક વખત સમઢિયાળા ગામમાં માગશર મહિનામાં ઘટાટોપ વાદળા ચડી આવ્યા. માવઠું થાય એવા ચિહ્નો દેખાવા લાગ્યા. આ વખતે પુજારી લવા ભગતે માનત સ્વામીને પ્રાર્થના કરતા કહ્યું કે, 'સ્વામી! જુઓ તો ખરા આ આભમાં તો વાદળા ચડી આવ્યાં છે, હજુ પાક તો બધો ખળામાં પડ્યો છે. જો માવઠું થાશે તો આ તૈયાર થયેલ પાક બગડી જશે. માટે મહારાજને પ્રાર્થના કરો અને માવઠું ન થાય એવી કૃપા કરો.'

આ સાંભળીને માનત સ્વામી સ્વામી પોતાના શિષ્ય જોગી સ્વામીનું કાંડુ પકડીને મંદિરમાં પધરાવેલા હનુમાનજી પાસે આવીને કહેવા લાગ્યા,'હે હનુમાનદાદા, તમે અમારા ઠાકોરજીની હારોહાર લાડુના થાળ જમો છો અને તમને જમાડનારા આ હરિભક્તોના પાક ખળામાં પડ્યા છે અને આ માવઠાના વરસાદથી બધું પલળી જશે, માટે ઝટ જઇને આ વરસાદ બંધ કરી આવો.'

આટલું કહીને સ્વામી મંદિરમાં આવ્યા. થોડી વાર થઇ ત્યાં તો છાંટા આવતા હતા તે બંધ થઇ ગયા અને વાદળા પણ વિખરાઇ ગયાં.

લવા ભગત અને સૌ હરિભક્તો રાજી થયા.આ સમયે સમઢિયાળા ગામની આજુ બાજુના ગામોમાં માવઠું થયું હતું.

માત્ર સમઢિયાળા ગામની જ માવઠાથી રક્ષા હનુમાનજી પાસે કરાવી હતી. આવી વાતો હજુ જૂના હરિભક્તો કરે છે અને માનત સ્વામીનો મહિમા ગાય છે.

## હવે તો અક્ષરધામમાં ભેળા થવું છે

નાના સમઢિયાળાથી માનત સ્વામી ટીંબી જવા નીકળ્યા ત્યારે ગામના હરિભક્તો સ્વામીને વળાવવા સાથે ચાલ્યા. માનત સ્વામીએ સોને પાછા વળવા કહ્યું પણ બધા કહે, 'સ્વામી ! અમે પ્રાગજીભાઈની વાડી સુધી તો આવશું જ.'

પ્રાગજીભાઈની વાડી આવી એટલે માનત સ્વામી ગાડું ઉભું રખાવ્યું. સૌ હરિભક્તોએ સ્વામીને દંડવત્ પ્રણામ કર્યા. સ્વામીથી છૂટા પડવું કોઇને ગમતું નહોતું. બધા ભાવવિભોર થઇને માનત સ્વામી સામું જોઇ રહ્યા હતા. એ સમયે રામજીભાઈ પટેલે કહ્યું, 'સ્વામી! વહેલા વહેલા પાછા અમારે ગામ પધારજો અને અમને પાવન કરજો.'

માનત સ્વામી હસતા હસતા બોલ્યા, 'ભક્તો, હવે તો અક્ષરધામમાં ભેળા થશું. ભધા સત્સંગ રાખજો અને મહારાજનું ભજન કરજો.'

આવી વાણી સાંભળીને હરિભક્તોની આંખોમાં આંસુ આવી ગયા અને સ્વામીને રોકાઇ જવા વિનવવા લાગ્યા, પરંતુ સ્વામીએ ગાડાવાળાને કહ્યું, 'એલા હાંકજે ગાડું.' એમ કહી સૌને છેલ્લા જય સ્વામિનારાયણ કહેતા હોય તેમ હાથ ઊંચા કરીને બધાને આશીર્વાદ આપ્યા અને ગાડું ટીંબીના રસ્તે દોડવા લાગ્યું.

માનત સ્વામીની અંતિમ ભલામણ - સત્સંગ રાખજો અને મહારાજનું ભજન કરજો એને યાદ કરીને સૌ હરિભક્તો સ્વામીનો મહિમા ગાવા લાગ્યા.

# જા, ભગવાન સારું કરશે

માનત સ્વામી ટીંબી પધાર્યા એટલે હરિભક્તો ખૂબ રાજી થયા. શેઠ શ્રી મોહનભાઈ, શ્રી હરગોવિંદભાઈ તથા નાગરદાસભાઈ વગેરે હરિભક્તો સ્વામી પાસે બેસીને કથાવાર્તાનો લાભ લેતા.

મકરસંક્રાન્તિના પાવન દિવસે દરેક ભક્તોએ માનત સ્વામીની પધરામણી પોતાના ઘેર અને દુકાને કરાવી. સ્વામીએ બધા હરિભક્તોને રાજી કર્યા અને આખો પોષ મહિનો સ્વામી ટીંબીમાં રોકાયા.

એક દિવસ ગામના વિપ્ર પુરુષોત્તમભાઈએ સ્વામીને વિનંતી કરી કે, 'સ્વામી! મારે ઘેર ઠાકોરજી જમાડવા પધારો. હું પવિત્રપણે રસોઈ બનાવી આપીશ.'

માનત સ્વામીએ વિપ્રનો પ્રેમભાવપૂર્ણ આગ્રહ જોઈને હા પાડી. પુરુષોત્તમભાઈ આચાર-વિચારવાળા પવિત્ર બ્રાહ્મણ હોવાથી સ્વામી રાજી થયા અને એમના ઘેર પધાર્યા.

ઠાકોરજીને થાળ ધરાવી સૌ સંતો જમવા બેઠા. પુરુષોત્તમભાઈ અને તેના પુત્ર રામશંકરભાઈએ સંતોને આગ્રહ કરીને જમાડ્યા.

ઠાકોરજી જમાડ્યા પછી પોતાના ઘરમાં માનત સ્વામી અને સંતોને ફેરવ્યા અને સ્વામીના પવિત્ર હાથે પ્રસાદીના જવાનો છંટકાવ કરાવ્યો. પુરુષોત્તમભાઈએ સંતોની પૂજા કરી વસ્ત્રો ઓઢાડ્યા અને સ્વામીએ થોડીવાર ભગવાનની વાતો કરી.

વિપ્રના ઘેરથી નીકળતી વખતે માનત સ્વામીએ કહ્યું, 'આ તમારા ઘર નીચા ખૂબ છે અને સાવ જૂના થઈ ગયા છે, માટે હવે નવા કરો.'

વિપ્રે કહ્યું, 'સ્વામી! આપ દયા કરો તો આ મકાન નવા થાય બાકી મારી તો શક્તિ નથી. માંડ માંડ ઘરનો વ્યવહાર ચલાવી રહ્યો છું.'

ત્યારે સ્વામી બોલ્યા, 'જા ભગવાન સારું કરશે.' માનત સ્વામીના મુખના આટલા જ વચનથી આ વિપ્રનો વ્યવહાર સુધરી ગયો અને બીજા જ વર્ષે મકાન પાકા અને નવા થઈ ગયા. વિપ્ર પરિવાર આ પ્રસંગની વાતો કરતા ખૂબ જ ધન્યતા અનુભવતા.

# આવું જમાડનારા સંત હવે નહિં મળે!

માનત સ્વામી ટીંબીમાં સત્સંગ કરાવતા હતા. એક દિવસ સ્વામીએ પીઠા ભગતને કહ્યું, 'તમે નાનાસમઢિયાળા જાવ અને લવા ભગત, પ્રાગજીભાઈ, બચુભાઈ, જીવરાજભાઈ, વશરામભાઈ વગેરેને કહેજો કે દર્શન કરવા ટીંબી આવે.'

સ્વામીની આજ્ઞાથી પીઠા ભગત સમઢિયાળા ગયા અને હરિભક્તોને સમાચાર આપ્યા. સ્વામીના આમંત્રણથી હરિભક્તો રાજી રાજી થઈ ગયા. બધાએ પરિયાણ કર્યું કે આપણે અહીં જમીને જવું જેથી સંતોને ત્યાં આપણી ચિંતા ન કરવી પડે.

બધા ભક્તો ટીંબી જવા નીકળ્યા. ઠાકોરજી અને સંતો માટે લીલા શાક અને મૂળા ખાસ લીધા. બળદ ગાડામાં બેસીને બધા બપોરે બાર વાગ્યે ટીંબી પહોંચ્યા. બીજી બાજુ ટીંબીમાં માનત સ્વામીએ આ હરિભક્તો માટે ઠાકોરજીના થાળમાંથી થોડા લાડુ અને રોટલી અલગ રખાવ્યા હતા.

ટીંબી મંદિરમાં હરિભક્તો પહોંચ્યા અને દંડવત્ પ્રણામ કરીને સ્વામી પાસે બેઠા એટલે સ્વામીએ પૂછ્યું, 'કેમ બધા મોડા આવ્યા?' ત્યારે ભગતે કહ્યું, 'સ્વામી! અમે ત્યાંથી જમીને નીકળ્યા એટલે મોડું થયું. અહીં તમને ક્યાં હેરાન કરવા?'

આ સાંભળીને સ્વામી કહે, 'મેં તો તમારા બધા માટે ઠાકોરજીનો પ્રસાદ રાખી મૂક્યો છે, એ તો લેવો જ પડશે.'

બધા હરિભક્તો સ્વામીનો હેતભર્યો આગ્રહ જોઈને હા પાડી એટલે માનત સ્વામી એ જોગી સ્વામીને બોલાવીને કહ્યું, 'જુઓ જોગી! આ હરિભક્તો મૂળા લાવ્યા છે, એટલે એ મૂળાનું ખારિયું બનાવો અને થોડા રોટલા ઘડી નાખો એટલે આજે તો અમારા હાથે બધાને પીરસીને જમાડવા છે.'

સ્વામીની આજ્ઞા થતાં જોગી સ્વામીએ તરત જ રોટલા બનાવ્યા અને માનત સ્વામીએ પોતે મૂળા સુધારીને વઘારીને ખારિયું બનાવ્યું.

બધા હરિભક્તોને થોડો ઠાકોરજીનો પ્રસાદ આપીને પછી મૂળાના ખારિયા અને રોટલાનો આગ્રહ કરી કરીને જમાડ્યા. પોતે સ્વામીએ સ્વહસ્તે બધાને પીરસ્યું. બધા હરિભક્તો ખૂબ રાજી થયા.

હરિભક્ત બચુભાઈએ કહ્યું, 'સ્વામી! તમે મૂળાના ખારિયામાં બહુ આગ્રહ કર્યો!' ત્યારે માનત સ્વામી બોલ્યા, 'માળા! મૂળા તો ઘણાય મળશે પણ આવા જમાડનારા સંત નહિં મળે.'

જમ્યા પછી વચનામૃત વંચવાયું. સ્વામીએ થોડી સત્સંગની વાતો કરીને કહ્યું'આજની રાત અહીં રોકાઈ જાવ. 'આ સાંભળીને ભક્તોએ કહ્યું, 'સ્વામી! અમે પૂજા સાથે લાવ્યા નથી, માટે રાજી રહેજો.'

બધા રજા લઈ સમઢિયાળા જવા નીકળ્યા. રસ્તે જતા ભક્તજનોના મનમાં થયું કે આપણે પૂજા સાથે લાવ્યા હોત તો સ્વામીનાં દર્શન અને સમાગમનો વધારે લાભ મળત. તેમના મનમાં આ અંગે વસવસો રહી જવાનો હતો.

આ બાજુ શ્રીજી મહારાજના સ્વરૂપમાં અખંડ વૃત્તિ ધારીને આજીવન સેવા ભજન કરનારા આ સંતવર્યને આગમનો અણસાર આવવા લાગ્યો હતો તેથી જેને જેને મળતા તેને હેતભાવથી જાણે છેલ્લા જય સ્વામિનારાયણ કહેતા હોય એ રીતે વર્તતા હતા.

## અક્ષરમુક્તોની પંક્તિમાં

મહંત સ્વામી ટીંબી ગામને પોતાની કાયમ સ્મૃતિ આપવાના હોય તેમ એક દિવસ પોતાના શિષ્ય સાધુ ગોવિંદપ્રકાશદાસજી પાસે હેતવાળા હરિભક્તો અને સંતોને પત્રો લખાવવા માંડ્યા. પત્રમાં લખાવતા કે 'અમે ટીંબી ગામમાં છીએ. સમયની અનુકૂળતા હોય તો એકાદ બે દિવસમાં મળવા આવી જજો. હવે આ છેલ્લા જય સ્વામિનારાયણ વાંચજો.'

પત્ર લખનાર સેવક અને હરિભક્તોને આશ્ચર્ય થતું કે સ્વામી સાવ સાજા નરવા છે અને આવા પત્રો કેમ લખાવે છે? પરંતુ આ સંતવર્યને અક્ષરધામ ગમનનો આભાસ થવા લાગ્યો હતો તે બીજાને કેમ ખબર પડે!

સંવત્ ૨૦૦૮ના મહાસુદ પ્રતિપદાને દિવસે માનત સ્વામીએ રાજકોટ ગુરુકુલ ખાતે શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીને તેમજ જેતપુર કોઠારી સ્વામી શ્રી હરિકૃષ્ણદાસજી સ્વામીને ખાસ પત્રો લખ્યા અને એ બન્નેને ટીંબી જવા ખાસ ભલામણ કરી.

આ દિવસો દરમિયાન માનત સ્વામીની તબિયત પણ સારી હતી. હરિભક્તોને સ્વામીના પત્રો મળતા બધા ટીંબી દર્શને આવવા લાગ્યા. માનત સ્વામી સતત મંદિરની બહારની ઓસરીમાં બેસીને વચનામૃત વંચાવતા, પોતે અખંડ માળા ફેરવતા અને કથા શ્રવણ કરતા હતા.

મહાસુદી ચતુર્થીના દિવસે પ્રાતઃકાલીન નિત્યક્રિયા પૂજા વગેરેથી પરવારીને ઠાકોરજી સામે બેઠા અને માળા ફેરવવા લાગ્યા ત્યારે અચાનક પેટમાં દુઃખાવો થવા લાગ્યો. જૂની રીત પ્રમાણે જોગી સ્વામી તરત જ માનત સ્વામીના પેટ ઉપર ગાયના છાણનો શેક કરવા લાગ્યા. ગામમાંથી વૈદ્યરાજ શ્રી મોહનભાઈને બોલાવ્યા. તેમણે માનત સ્વામીની નાડી તપાસીને દવા આપી. થોડીવાર પછી દુઃખાવો ધીમો પડી ગયો અને સાવ સારું થઈ ગયું. તો પણ વૈદ્યરાજે કહ્યું, 'પેટમાં વાયુનો દુઃખાવો છે, કદાચ ફરી દુઃખાવો ઉપડે તો મને ખબર આપજો અને શેકની તૈયારી રાખજો તેમજ હેતવાળા સંતોને બોલાવી રાખો.'

પીઠા ભગત વગેરે હરિભક્તો ચિંતામાં પડી ગયા અને શાસ્ત્રીજી મહારાજને માનત સ્વામીના સમાચાર આપવા ઉના તરફ ગયા. પીઠા ભગત ટીંબીથી દ્રોણેશ્વર ગયા ત્યાં તેમને સ્વામીના તબિયતના સમાચાર આપ્યા. શાસ્ત્રીજી મહારાજે ચિટ્ઠી વાંચીને પૂછ્યું, 'તમે નીકળ્યા ત્યારે સ્વામીને કેમ હતું?' ત્યારે ભગતે કહ્યું, 'સવારે દુઃખાવો હતો પણ દવા લીધા પછી સાવ સારું થઈ ગયું પણ સ્વામી તમને યાદ કરે છે.'

ઉનામાં મહાસુદ પાંચમનો વાર્ષિક પાટોત્સવ

હોવાથી શાસ્ત્રીજી મહારાજે વિચાર્યું કે પાટોત્સવ પૂર્ણ કરીને માનત સ્વામી પાસે પહોંચુ, પણ શ્રીજી મહારાજે કંઇક જૂદું જ વિચાર્યું હતું.

શાસ્ત્રીજી મહારાજ ઉના તરફ ગયા અને આ બાજુ માનત સ્વામીને રાત્રે બારેક વાગ્યા પછી પેટમાં ખૂબ જ દુ:ખાવો શરૂ થયો. તરત જ સંતો તેમજ પુજારી નરભેરામભાઇએ છાણાની સગડી કરીને કપડાના ગોટાથી શેક કરવા લાગ્યા.

થોડીવારે રાહત થઇ એટલે સ્વામીએ શેક કરવાની ના પાડી અને કહ્યું, 'હવે મને સારું છે.'

માનત સ્વામી ખાટલા ઉપર ભીંતે તકિયાને ઓઠીંગણ દઇને બેઠા બેઠા હાથમાં માળા લઇને શ્રીજી મહારાજનું સ્મરણ કરવા લાગ્યા. પોતાનું મન શ્રીહરિના સ્વરૂપમાં લીન કરી દીધું. શરીરમાં થોડું કષ્ટ હોય તેમ પોતાના પગ હલાવતા હતા. સંતો સેવામાં જાગતા હતા.

રાત્રે ત્રણ વાગ્યે માનત સ્વામીનું શરીર શાંત જણાયું એટલે જોગી સ્વામી વગેરે સંતોએ તુરત જ પુજારીને જગાડ્યા અને કહ્યું, 'જરા જુઓ તો સ્વામી કેમ સ્થિર થઇ ગયા છે?'

પુજારીએ નાડી તપાસી તો ધબકારા અત્યંત ધીમા પડી ગયા જણાયા એટલે તુરત જ માનત સ્વામીને સંતોએ પ્રસાદીનું જળ પાયું ત્યાર પછી શ્વાસ ધીમે ધીમે બંધ થવા લાગ્યો અને માનત સ્વામીના હાથમાં રહેલી માળા સરી પડી!

જોગી સ્વામી હરિપ્રકાશદાસજી, ગવૈયા સ્વામી ગોવિંદપ્રકાશદાસજી અને પુજારી નરભેરામભાઈ ધ્રુસકા મૂકીને રડવા લાગ્યા. હિંમત રાખીને માનત સ્વામીના દેહને ભોંય પર લીધો ત્યારે માનત સ્વામીના મુખકમળ પર શાંત તેજની આભા પ્રસરી રહી હતી. સૌએ સ્વામિનારાયણ નામની ધૂન ચાલુ કરી, ઘીનો દીવો પ્રગટાવ્યો અને તરત જ ગામમાં આગેવાન હરિભક્તોને ખબર આપ્યા એટલે વહેલી સાવરે બધા મંદિરમાં

## માલણ નદીના કિનારે

માનત સ્વામી સંવત્ ૨૦૦૮ના પાંચમની વહેલી સવારે ત્રણ વાગ્યે અક્ષરધામમાં સીધાવ્યા. આ સમાચાર મળ્યા ત્યારે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ ઉના સ્વામિનારાયણ મંદિરમાં દેવોના વાર્ષિક પાટોત્સવ અંગેના અભિષેકની તૈયારી કરી રહ્યા હતા. તત્કાળ વૈદિક વિપ્રો અને અન્ય સંતોને સેવા સોંપીને સ્વામી પોતે ઉના મંદિરના તત્કાલીન કોઠારી સ્વામી માધવપ્રસાદદાસજીને સાથે લઇને ટીંબી પહોંચી ગયા. આજુબાજુના ગામડાંઓમાં સમાચાર મોકલ્યા એટલે હરિભક્તો પણ પહોંચી ગયા.

શાસ્ત્રીજી મહારાજને માનત સ્વામી પ્રત્યે ગુરુભાવ હતો અને પોતાના ગુરુ ગોપીનાથદાસજી સ્વામીના આ ભજનિક સંત અક્ષરવાસી થતાં પોતે ખૂબ જ દિલગીર થયા પરંતુ પોતાની જવાબદારી સમજીને અંતરમાં માનત સ્વામીના ગુણોને યાદ કરીને તમામ જવાબદારી નીભાવવા માટે અંતિમ સંસ્કારની તૈયારીઓ આરંભી દીધી.

માનત સ્વામી માટે પાલખીની તૈયારી કરાવી અને પોતે સાથે રહીને સ્વામીના બન્ને શિષ્યો જોગી સ્વામી અને ગવૈયા ગોવિંદપ્રકાશદાસજી સ્વામી પાસે માનત સ્વામીના પાર્થિવ દેહને સ્નાન કરાવ્યું. નવાં વસ્ત્રો ધારણ કરાવ્યાં.તિલક ચાંદલો કરી નવી કંઠી, જનોઇ, માળા પહેરાવી. સ્વામીના ભૌતિક દેહને પાલખીમાં પધરાવીને એમની અંતિમ આરતી ઉતારવામાં આવી. પ્રથમ સંતોએ સ્વામીને દંડવત્ પ્રણામ કરી અશ્રુભીની વિદાય આપી. ધૂન-ભજન કરતા સૌ માલણ નદીના પવિત્ર કિનારે આવીને ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ અને તેમના શિષ્યોના હસ્તે સ્વામીના દેહને અગ્નિદાહ આપવામાં આવ્યો.

અગ્નિસંસ્કાર પૂર્ણ થયા બાદ સૌએ માલણ નદીમાં સ્નાન કર્યું અને માનત સ્વામીના અપાર સંતગુણોને યાદ કરતા દુ:ખી હૃદયે સૌ ગામમાં મંદિરે આવ્યા.

શાસ્ત્રીજી મહારાજે માનત સ્વામીના અક્ષરવાસના પત્રો સમગ્ર જૂનાગઢ પ્રદેશમાં સૌ સંતો અને હરિભક્તોને મોકલ્યા અને સ્વામીની ત્રયોદશી તિથિ નિમિત્તે જૂનાગઢમાં શ્રી રાધારમણદેવ હરિકૃષ્ણ મહારાજ વગેરે દેવોને થાળ ધરાવી, સંતો હરિભક્તોને જમાડવામાં આવ્યા.

એક મહાન સંતવિભૂતિ ટીંબી ગામ અને માલણ નદીના કિનારે હંમેશ માટે દિવ્યરૂપે બિરાજમાન થયા. આ સંતવર્યના અક્ષરવાસ પછી પણ દિવ્ય સ્વરૂપે ઘણા ભાવિકોને દર્શન થયા. એટલું જ નહિ તેમના કષ્ટ નિવારણ માટે માનત સ્વામી જેવા સંતો પણ દિવ્યરૂપે વિચરણ કરી રહ્યા છે.

# સમાચાર દર્શન

## જળઝીલણી મહોત્સવ - દ્રોણેશ્વર ગુરુકુલ

દ્રોણાચાર્ય દ્વારા પ્રસ્થાપિત દ્રોણેશ્વર મહાદેવના સાનિધ્યામાં, મચ્છુન્દ્રી નદીના તટ ઉપર શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ દ્વારા દર વર્ષે જળઝીલણી મહોત્સવ ઉજવવામાં આવે છે. આ વષે પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં આ મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું.

સવારે ફાટસરથી ઠાકોરજી સાથે ભવ્ય શોભાયાત્રા નીકળી વાજતે ગાજતે સભાસ્થળે પહોંચી. સંતોના સાનિધ્યમાં હજારો ભક્તોની ઉપસ્થીતીમાં મચ્છુંન્દ્રી નદીમાં શણગારેલી હોડીમાં ઠાકોરજીને પધરાવી ચાર આરતિઓ ઉતારવામાં આવી. પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ ઉપરાંત પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી વગેરે સદ્‌ગુરુ સંતોના મુખેથી કથાવાર્તાનો અલભ્ય લાભ મળ્યો.

ગુરુકુલના વિદ્યાર્થીઓએ વિવિધ નૃત્યો કરી સંતો-ભક્તોને રાજી કર્યા. આ પ્રસંગે ઉના વિસ્તારના ગામોમાંથી હજારોની સંખ્યામાં ભાવિક ભકતો ઉમટી પડ્યા હતા. દર્શનાર્થે આવેલા તમામ ભકતાજનોને ફરાળી શિરો તથા ફ્રુટ્સનો પ્રસાદ આપવામા આવ્યો હતો.

જળઝીલણી મહોત્સવ ઉપક્રમે પંદર જેટલા સંતોએ સમગ્ર ઉના વિસ્તારના ૮૦ જેટલા ગામોમાં વિચરણ કરી સત્સંગ-કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

## ત્રિદિનાત્મક સત્સંગ સમારોહ - રાજકોટ

રાજકોટ-મવડી ખાતે તારીખ ૨૭ થી ૨૯ સટેમ્બર દરમિયાન સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે ત્રિદિનાત્મક સત્સંગ સમારોહનું આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ ઉપરાંત પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ પ્રસંગોપાત કથાવાર્તા કરી ભક્તજનોને લાભ આપ્યો હતો. આ સત્સંગ સમારોહમાં મોટી સંખ્યામાં રાજકોટ નિવાસી ભક્તજનોએ ઉપસ્થિત રહી કથાવાર્તાનો લાભ લીધો હતો.

## ૧૦૮ સમૂહ મંત્ર લેખન પૂર્ણાહુતિ - બોપલ-અમદાવાદ

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ' નિમિત્તે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર બોપલ દ્વારા ૧૦૮ હરિભક્તોના ઘરે સમુહ મંત્રલેખન પૂર્ણ થતા સમુહ મહાપૂજાનું આયોજન કરવામાં આવ્યું હતું. તારીખ ૩૦ સપ્ટેમ્બરના રોજ સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં યોજાયેલ સમૂહ મહાપૂજામાં મોટી સંખ્યામાં હરિભક્તો ઉપસ્થિત રહ્યા હતા. મહાપૂજા પૂર્ણ થયા બાદ પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી તથા પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ

આપ્યો હતો. સભાના અંતે સહુ ભક્તજનો ભોજન પ્રસાદ લઈ છૂટા પડ્યા હતા. આ કાર્યક્રમનું તમામ આયોજન બોપલના હરિભક્તો દ્વારા કરવામાં આવ્યું હતું.

## અભિવાદન સભા - અમદાવાદ ગુરુકુલ

મૂળ સૌરાષ્ટ્રના ને હાલ નાઈરોબીમાં નિવાસ કરતા જૈન પરિવારના અગ્રણી શાંતાબેન કપુરચંદભાઈ શાહ કે જેઓએ તાજેતરમાં જ ૧૫૧ ઉપવાસ કરી જૈન સમાજમાં જીવનને ધન્ય બનાવનાર એક ચમત્કાર સર્જેલ છે. તારીખ ૨૯ સપ્ટેમ્બરના રોજ મેમનગર ગુરુકુલ ખાતે યોજાયેલ આ પરિવારની અભિવાદન સભામાં પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ આ જૈન પરવારને આશીર્વાદ પાઠવ્યા હતા તથા ૧૫૧ ઉપવાસ કરનાર શાંતાબેનને ઋષિકુમારો દ્વારા ફુલહાર મોકલાવી શુભાશીર્વાદ પાઠવ્યા હતા. આ ઉપરાત જયહિન્દના તંત્રી અને માલિક શ્રી યશવંતભાઈ શાહ, લેખક શ્રી કુમારપાળ દેશાઈ વગેરે મહાનુભાવોએ પણ તપસ્વીઓનું અભિવાદન કર્યુ હતુ. જૈન આચાર્યોના સાનિધ્યમાં પાલીતાળા ખાતે યોજાયેલ પારણા મહોત્સવમાં સંતો તથા ઋષિકુમારોએ હાજર રહી આ પરિવારને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

## જાદુસમ્રાટ શ્રી કે. લાલની શ્રદ્ધાજલિ સભા

દુનિયાના શ્રેષ્ઠ અને કર્મનિષ્ઠ જાદુગર કે. લાલ. સાહેબના નિધન બાદ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર ખાતે પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના સાનિધ્યમાં શ્રદ્ધાંજલિ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. આ સભામાં જયહિન્દના તંત્રી અને માલિક શ્રી યશવંતભાઈ શાહ, લેખક શ્રી કુમારપાળ દેશાઈ, જાદુગર હાકાસા, જુનિઅર જાદુગર હસુભાઈ તેમજ મોટી સંખ્યામાં હરિભકતો હાજત રહ્યા હતા.

આ પ્રસંગે સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ જણાવ્યુ હતું ‘કે કે. લાલ સાહેબના અવસાન પહેલાની પૂર્વ સંધ્યાએ તેમના ઘરે મળવા જવાનું થયું. મેં તેમના મોંમા ગંગાજળ અર્પણ કર્યું. બોલવામાં તકલીફ હોવા છતાં મારી સાથે વાતો કરી.’ જયહિન્દના તંત્રી શ્રી યશવંતભાઈએ કે. લાલને શ્રદ્ધાંજલિ આપતા જણાવ્યું હતું કે ‘એક મહાન જાદુગર કે લાલ સાહેબની શ્રદ્ધાંજલિ સભા અહીં ગુરુકુલમાં રાખવામાં આવી તેથી મને ઘણોજ આનંદ થાય છે.’

લેખક શ્રી કુમારપાળ દેશાઈએ જણાવેલ કે ‘આ તપસ્વીની ભૂમિમાં સંતોની સાનિધ્યમાં એક તપસ્વીની શ્રદ્ધાંજલિ સભા રાખવામાં આવી છે ત્યારે મને અત્યંત આનંદ થાય છે. કે. લાલ તો મારા જીવનના આદર્શ છે. તેનામાં નમ્રતા, સાદાઈ, સરળતા, ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા, સમજદારી ભારોભાર હતા. પોતાની ૮૮ વર્ષની જાજરમાન જિંદગીમાં ૬૧ વર્ષ સુધી ૨૩૦૦૦ જેટલા શો કરી એક વિશ્વના ઈતિહાસ અમર બની ગયા છે.’

કે.લાલ સાહેબની અંતિમ યાત્રા સમયે પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામી, સંતો, વિદ્યાર્થીઓ અને ઋષિકુમારોએ જે વેદના મંત્રોના ગાન સાથે જે શ્રદ્ધાંજલિ અર્પણ કરી તેતો મને ક્યારેય ભૂલાશે નહીં.

આ પ્રસંગે પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે ‘શ્રી કે. લાલે વિશ્વ ભરમાં હજારોની સંખ્યામાં જાદુના ખેલ કરી જે ચમત્કાર સર્જ્યો છે તેની સુગંધ વરસો સુધી જીવંત રહેશે. અમને એ વાતનો આનંદ છે કે પોતે જૈન હોવા છતા અમારા હાથે કંઠી બાંધી તેઓએ સત્સંગ સ્વીકાર્યો હતો. કે. લાલ ભલે આ દુનિયામાંથી વિદાય થયા પણ એની જાદુઈકલાની સુવાસ ચારે તરફ ફેલાયોલી રહેશે.’

## ગુરુકુલ ગૌરવ :- વાક્પ્રતિયોગી સ્પર્ધા

તારીખ ૩ થી ૫ ઓક્ટોબર દરમિયાન રાષ્ટ્રિય સંસ્કૃત સંસ્થાન ન્યુ દિલ્હી તથા સંસ્કૃત સાહિત્ય અકાદમી ગાંધીનગર દ્વારા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ (SGVP) ખાતે દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં રાજ્ય સ્તરીય સંસ્કૃત વાક્ પ્રતિયોગિતા યોજાઇ હતી.

પ. પૂ. સદ્‌ગુરુ વર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના આધ્યક્ષ સ્થાને યોજાયેલ ઉદ્‌ઘાટન સમારોહમાં પ. પૂ. અધ્યાત્માનંદજી મહારાજ, સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, શ્રી સોમનાથ સંસ્કૃત યુનિવર્સીટીના કુલપતી શ્રી કુટુંબ શાસ્ત્રી તથા સસ્કૃતના વિદ્વાન પંડીતો ઉપસ્થીત રહ્યા હતા.

આ વાક્ પ્રતિયોગીતા સ્પર્ધામાં પંદર જેટલી પાઠશાળાના ૧૬૦ થી વધુ વિદ્યાર્થીઓએ કુલ ૨૦ સ્પર્ધામાં ભાગ લીધો હતો. જેમાં સાહિત્ય, ન્યાય, વ્યાકરણ, મીમાંસા, ધર્મશાસ્ત્ર, જ્યોતિષ, વેદાન્ત, સાંખ્ય એમ કુલ આઠ વિષયોની વાક્ પ્રતિયોગીતા તથા પુરાણ, કાવ્ય, અમરકોષ, અષ્ટાધ્યાયી, ધાતુરુપાવલિ વગેરે વિષયોની શલાકા સ્પર્ધા રાખવામાં આવેલ. જેમા દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના ૧૪ ઋષિકુમારોએ ગોલ્ડ મેડલ, ૪ ઋષિકુમારોએ સિલ્વર મેડલ તથા ૨ ઋષિકુમારોએ બ્રોન્ઝ મેડલ મેળવી સંસ્થાનું નામ રોશન કર્યું હતું.

**શાસ્ત્રીય વક્તૃત્વ સ્પર્ધા :-**

૧. તેરૈયા વિશાલ - વ્યાકરણ, ગોલ્ડ મેડલ
૨. વેગડા આકાશ - સાહિત્ય, ગોલ્ડ મેડલ
૩. રાવલ અંકિત - સાંખ્ય, ગોલ્ડ મેડલ
૪. જોષી વિશાલ - મીમાંસા, ગોલ્ડ મેડલ
૫. ભટ્ટ જગદીશ - વેદાન્ત, ગોલ્ડ મેડલ
૬. ત્રિવેદી હર્ષિલ - ધર્મશાસ્ત્ર, ગોલ્ડ મેડલ
૭. ઉપાધ્યાય બ્રિજેશ - ન્યાય, સિલ્વર મેડલ
૮. જોષી સુરેશ -જ્યોતિષ, બ્રોન્ઝ મેડલ મેળવે છે.

**શલાકા સ્પર્ધા :-**

૧. ભટ્ટ અશ્વિન - સાહિત્ય, ગોલ્ડ મેડલ
૨. જાની સ્વસ્તિક, વ્યાકરણ - ગોલ્ડ મેડલ
૩. ત્રિવેદી ભગીરથ-ન્યાય,ગોલ્ડ મેડલ
૪. ભટ્ટ હર્ષલ - વેદાન્ત, ગોલ્ડ મેડલ
૫. નિરંજનદાસજી સ્વામી-ભગવત્‌ગીતા, ગોલ્ડ મેડલ
૬. રાવળ જીગર - જ્યોતિષ્ , રજત મેડલ
૭. જોષી જયદીપ- અમર કોષ, ગોલ્ડ મેડલ
૮. જોષી ચિન્તન -શાસ્ત્રાર્થ વિચાર, ગોલ્ડ મેડલ
૯. મુનિવત્સલદાસજી સ્વામી -શાસ્ત્રાર્થ વિચાર, ગોલ્ડ મેડલ
૧૦. તેરૈયા સાગર - કાવ્ય કંઠપાઠ, સિલ્વર મેડલ
૧૧. પંડ્યા વસિષ્ઠ- અક્ષર શ્લોકી, બ્રોન્ઝ મેડલ.

પ્રથમ વિજેતાઓ આગામી જાન્યુઆરી માસમાં હિમાચલ પ્રદેશમાં યોજાનાર રાષ્ટ્રિય સ્પર્ધામાં ગુજરાત તરફથી ભાગ લેશે.

## સત્સંગિજીવન કથા પારાયણ : વડોદરા

અખંડ ભગવત પરાયણ પૂજ્ય પાદ શ્રી જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં સદ્‌ગુરુ વંદના મહોત્સવના ઉપક્રમે, સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના વ્યાસાસને, વડોદરા-અટલાદરા ખાતે તારીખ ૧ થી ૭ ઓક્ટોબર દરમિયાન સત્સંગીજીવન કથા પારાયણનું આયોજન કરવામાં આવ્યું હતુ.

પૂજ્ય સ્વામીજીએ આ કથા દરમિયાન મહારાજના ચરિત્રો સાથે ભાવવાહી શૈલીમાં હૃદયને સ્પર્શી જાય

તેવી વાતો કરી મુમુક્ષુઓનું પોષણ કર્યું હતું. આ કથા દરમિયાન કેટલાય ભક્તજનો સત્સંગી થયા હતા.

નિર્મળભાઈ રમણભાઈ ઠક્કર પરિવારના યજમાન પદે યોજાએલ આ કથામાં પ.પૂ. આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજે પધારી યજમાન પરિવારને આશીર્વાદ પાઠવ્યા હતા.

આ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજે જણાવ્યું હતું કે આટલી મોટી સંખ્યામાં હરિભકતો કથા શ્રવણ કરી રહયા છો તે જોઈને અત્યંત રાજી થવાય છે. હું તો શાસ્ત્રી માધવપ્રિયદાસજી સ્વામીના મુખે ભગવાન શ્રી સ્વામિનારાયણના લીલા ચરિત્રોની કથા સાંભળવા આવ્યો છું. માધવપ્રિયદાસજી સ્વામી મહાન વિદ્વાન સંત છે. સાથે નિર્માની છે. તેનામાં સાધુતાના તમામ ગુણો રહેલા છે. તેના મુખે ભગવાનના ચરિત્રો સાંભળવા એ જીવનનો લ્હાવો છે. મને પણ તેના મુખે ભગવાનની કથા સાંભળવા ખૂબજ આનંદ આવે છે. માધવપ્રિયદાસજી સ્વામી સંપ્રદાયની શાન છે. તેઓએ વિદેશમાં પણ જઈને સ્વામિનારાયણ સંપ્રદાય અને હિન્દુ સંસ્કૃતિનો વિજય ધ્વજ લહેરાવ્યો છે. ખરેખર સંપ્રદાય ભાગ્યશાળી છે, આવા સંતો હશે ત્યાં સુધી સંપ્રદાયને આંચ પણ નહીં આવે.

પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ.પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી તથા નૌતમપ્રકાશદાસજી સ્વામી, વડતાલ કોઠારી દેવપ્રકાશદાસજી સ્વામી, કો.સંતવલ્લભદાસજી સ્વામી, રાજકોટથી પરમાત્માનંદજી મહારાજ વગેરે મોટી સંખ્યામાં સંતોએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

કથાના સમાપન પ્રસંગે યજમાન શ્રી નિર્મળભાઈ ઠક્કર, સુપુત્રો શ્રી મુકેશભાઈ તથા કમલેશભાઈને પ.પૂ પુરાણી સ્વામીએ સન્માન કરી મહારાજની પ્રસાદીના વસ્ત્રો અર્પણ કર્યા હતા. પૂજ્ય સ્વામીજીએ યજમાન પરિવારની ઉદારતા તથા મુમુક્ષુતાને બીરદાવી શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

આ કથાના આયોજનમાં ધીરુભાઈ અસ્વાર, કાંતિભાઈ પટેલ, હરજીભાઈ વેલાણી, રાજુભાઈ પટેલ, ઘનશ્યામભાઈ વગેરે હરિભક્તોએ સારો એવો સહકાર આપ્યો હતો તથા પુરાણી શ્રી શ્રીરંગદાસજી સ્વામી તથા શાસ્ત્રી શ્રી વેદાંતસ્વરુપદાસજી સ્વામીએ કથાનું તમામ આયોજન કર્યુ હતું.

## SGVP ટ્રોફી

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ છારોડી ખાતે **SGVP SPORTS ACADEMY** દ્વારા તારીખ ૧૫ ઓકટોબરના રોજ **SGVP** ટ્રોફી ટૂર્નામેન્ટની ઓપનીંગ સેરેમની યોજાઈ. આ ટુર્નામેન્ટ તા.૧૫ ઓક્ટોબરથી ૨ ડીસેમ્બર એમ કુલ ૪૯ દિવસ રમાશે. આ ટૂર્નામેન્ટમાં અન્ડર ૧૪,૧૬,૧૯ ના પ્લેયરો ભાગ લઈ ક્રીકેટ રમશે. પ. પૂ. સદ્ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના સાનિધ્યમાં યોજાયેલ એપનીંગ સમારોહમાં રણજી પ્લેયર તથા કોચ શ્રી પલ્લવ વોરા, રણજી પ્લેયર અને કોચ શ્રી બિમલ જાડેજા, એસજીવીપીના પ્રિન્સીપાલ શ્રી ડી.સિલ્વા વગેરે મહાનુભાવો ઉપસ્થિત રહ્યા હતા.

આ ટુર્નામેન્ટમાં ગુજરાત ઉપરાંત રાજસ્થાન, ઉત્તરપ્રદેશ વગેરે આંતર રાજ્યની ટીમો પણ ભાગ લઈ રહી છે. ટુર્નામેન્ટમાં અન્ડર ૧૪ અને અન્ડર ૧૬ માં વિનર ટીમને રુ.૧૦,૦૦૦, રનર્સ ટીમને રુ.૫૦૦૦, મેન ઓફ ધ સીરીજને સ્પોર્ટસ રેન્ઝર સાઈકલ સાથે રુ.૩૦૦૦, બેસ્ટ બેટ્સમેનને ગિફ્ટ સાથે રુ.૨૦૦૦ અને બેસ્ટ બોલરને ગીફ્ટ સાથે રુ.૨૫૦૦ આપવામાં આવશે. તેમજ અન્ડર ૧૯ વિનર ટીમને રુ.૧૨૦૦૦, રનર્સ ટીમને રુ.૭૦૦૦, મેન ઓફ ધ સીરીજને સ્પોર્ટસ રેન્ઝર સાઈકલ સાથે રુ.૩૫૦૦, બેસ્ટ બેટ્સમેનને ગીફ્ટ સાથે રુ.૩૦૦૦ અને બેસ્ટ બોલરને ગીફ્ટ સાથે રુ.૩૦૦૦ આપવામાં આવશે.

## આગામી આયોજન

| | |
|---|---|
| ● ૪ નવેમ્બર, રવિવાર | **સુહૃદસભા** - શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, છારોડી |
| ● ૧૦ નવેમ્બર, શનિવાર | **રમા એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ) |
| ● ૧૧ નવેમ્બર, રવિવાર | **ધન તેરસ** |
| ● ૧૨ નવેમ્બર, સોમવાર | **કાળીચૌદશ** (શ્રી હનુમાનજી પૂજન, અમદાવાદ તથા છારોડી ગુરુકુલ) |
| ● ૧૩ નવેમ્બર, મંગળવાર | **દિવાળી** (દીપોત્સવ, અમદાવાદ ગુરુકુલ) |
| ● ૧૪ નવેમ્બર, બુધવાર | **નૂતન વર્ષ પ્રારંભ** (અન્નકુટોત્સવ, અમદાવાદ ) |
| ● ૨૨ નવેમ્બર, ગુરુવાર | **શ્રીહરિ જયંતી**, નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ) |
| ● ૨૪ નવેમ્બર, શનિવાર | **દેવપ્રબોધિની એકાદશી** - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ) |

## ગુરુકુલ ગૌરવ

દર્શનમના અધ્યાપકને વ્યાકરણ રત્ન એવોર્ડ :- શ્રી કાંચી કામકોટિ વિદ્યાપીઠ, કાંચીપુર આધીન શ્રી વેદવેદાન્ત શાસ્ત્રપોષક સભા સંચાલિત વ્યાકરણ શાસ્ત્ર પરીક્ષામાં શાસ્ત્રીય પદ્ધતિથી વિદ્વાન શ્રી બી. વી. વેંકટરમણજી પાસે પારમ્પરિક અધ્યયન કરીને વ્યાકરણની પંદર પરીક્ષાઓ પાસ કરીને દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના અધ્યાપક શ્રી વૈથી સુબ્રમહણ્યમ્જીએ મહાપરીક્ષા પાસ કરી છે. આ સિદ્ધિ મેળવવા બદલ તેઓશ્રીને શ્રી શ્રી જયેન્દ્ર સરસ્વતી સ્વામીજી વ્યાકરણ રત્ન ઉપાધિથી સન્માનિત કરવામાં આવ્યા હતા. વ્યાકરણ રત્ન સન્માન મેળવીને શ્રી વૈથી સુબ્રમહણ્યમજીએ ગુરુકુલનું ગૌરવ વધાર્યું છે. આ પ્રસંગે પ. પૂ. શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ સુબ્રમહણ્યમજીને શુભાશીર્વાદ પાઠવ્યા હતા.

## શ્રદ્ધા સુમન

**મહેન્દ્રભાઇ શાન્તિલાલભાઇ જોશી** :- ગામ શેળાવદર નિવાસી તથા દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતા ઋષિકુમાર શ્રી ધરમ જોશીના પિતાશ્રી શ્રી મહેન્દ્રભાઇ શાન્તિલાલભાઇ જોશી ટુકી બીમારી ભોગવીને અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્રો કેતન, ધરમ આદી પરિવાર જનોને ધીરજ આપે તેવી ગુરુકુલ પરિવાર પ્રાર્થના કરે છે.

### ગુરુકુલમાં રસોઇ

**છારોડી ગુરુકુલ**

શ્રી મયુરભાઇ કુંભાણી- અમદાવાદ
શ્રી નટવરભાઇ વિઠ્ઠલભાઇ મોદી- ચાંદખેડા
શ્રીમતિ જ્યોત્સનાબેન મહેન્દ્રભાઇ પટેલ- ઝુંડાલ
શ્રી કાંતિભાઇ એલ. પટેલ - અમદાવાદ
શ્રી જીવાભાઇ પટેલ, હસ્તે ભરતભાઇ - ગાંધીનગર
શ્રી ચંદ્રકાંતભાઇ ગોહીલ- ગાંધીનગર
શ્રી ગોપીનાથ યુવક મંડળ- અમદાવાદ
શ્રી નરોત્તમભાઇ છગનભાઇ મિસ્ત્રી - અમદાવાદ

**અમદાવાદ ગુરુકુલ**

અરવિંદભાઇ પીંડોરીયા - અમદાવાદ
ચેતનભાઇ જાદવ - અમદાવાદ

કથાનો લાભ આપતા પૂજ્ય પુરાણી સ્વામી, રાજકોટ

કથા શ્રવણ કરવા પધારેલા ભક્તજનો, રાજકોટ

સમૂહ મહાપૂજા કરતા ભક્તજનો, બોપલ-અમદાવાદ

કથાવાર્તાનો લાભ આપતા પૂજ્ય સ્વામીજી, બોપલ

જાદુસમ્રાટ કે. લાલને શ્રદ્ધા સુમન અર્પણ કરતા સંતો-મહાનુભાવો

શ્રી કે. લાલને શ્રદ્ધા સુમન અર્પણ કરતા લેખક શ્રી કુમારપાળ દેશાઈ

કપુરચંદભાઈના પરિવારનું સન્માન કરતા મહાનુભાવો

સંસ્કૃત શાસ્ત્રીય સ્પર્ધાનું ઉદ્‌ઘાટન કરતા સંતો-મહાનુભાવો

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

મચ્છુન્દ્રી નદીમાં નૌકાવિહાર કરતા ઠાકોરજીની
આરતી કરતા સદ્‌ગુરુ સંતો

જળઝીલળી મહોત્સવ પ્રસંગે ઉપસ્થિત
સદ્‌ગુરુ સંતો

જળઝીલળી મહોત્સવ પ્રસંગે ઉપસ્થિત ગુરુકુલ
પરિવારના ભક્તજનો

SGVP ટ્રોફીનું ઓપનીંગ કરતા પૂજ્ય બાલકૃષ્ણ
સ્વામી તથા મહાનુભાવો

ટૂર્નામેન્ટની પ્રથમ મેચનો પ્રારંભ કરાવતા
પૂજ્ય બાલકૃષ્ણ સ્વામી

પૂજ્ય બાલકૃષ્ણ સ્વામી સાથે સંસ્કૃત શાસ્ત્ર
સ્પર્ધામાં વિજેતા ઋષિકુમારો